★ બિસ્મિલ્લાહી તઆલા ★

* પ્રકાશન નં. ૮૯ *

# ઇસ્લામી અહકામ

સંપાદક :

(મવ.) ઇસ્માઈલ અહમદ મનુબરી

પ્રકાશન વિભાગ

દારુલ ઉલૂમ ભરૂચ-મહમૂદનગર,

મુ. પો. કંથારીઆ-૩૯૨ ૧૬૨

# -: અનુક્રમ :-

# ઇસ્લામી અહકામ

## વ્યક્તિગત ઈસ્લામી ફરાઈઝ

૧ કલિમએ શહાદતની દિલથી તસ્દીક કરવી અને ઝબાનથી ઇકરાર કરવો.

૨ દરેક મુસલમાને રાત–દિવસમાં પાંચેવ વખતની નમાઝો અદા કરવી.

૩ નિસાબધારી મુસલમાને વર્ષ પૂરું થયે પોતાના માલમાંથી ચાળીસમો ભાગ ઝકાત અદા કરવી.

૪ દરેક મુસલમાને રમઝાન મુબારકના રોઝા રાખવા.

૫ દરેક મુસલમાને ઇમાન, નમાઝ, રોઝા, ઝકાત, હજ્જ, વુઝૂ, ગુસલ, હૈઝ, નિફાસ, પાકી, નાપાકી વગેરે દીનની જરૂરિયાતનો ઈલ્મ શીખવો.

૬ માં-બાપ, ઉસ્તાદ, ઉલમા, બુઝુર્ગો તથા અમીરની ફરમાંબરદારી કરવી, તેમનો અદબ-એહતેરામ જાળવવો અને તેમનું એહસાન માનતા રહેવું.

૭ માં-બાપ, પત્ની અને પોતાની નાબાલિગ અવલાદનો ખાધાખોરાકીનો પૂરો ખર્ચ ઉઠાવવો.

૮ અવલાદની સારી તરબિયત કરવી.

૯ બધાં જ ગુનાહોથી તવબા કરવી.

૧૦ હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ચાર પેઢી સુધી નસબનામું યાદ રાખવું.

૧૧ ડૂંટીથી ઘૂંટણોના નીચે સુધી પુરુષોએ પોતાનું શરીર ઢાંકવું.

૧૨ અવરતોએ નામહરમ પુરુષોથી પોતાનું આખું શરીર ઢાંકવું.

૧૩ દીની અને દુન્યવી સખત જરૂરતો વગર અવરતોએ પોતાના ઘરોમાં જ રહેવું.

૧૪ દીની અને દુન્યવી સખત જરૂરતો વખતે ઘરની બહાર જતી વેળા અવરતોએ શરઇ પરદો કરવો.

૧૫ દીની અને દુન્યવી સખત જરૂરતો વગર અવરતોને તેમના વાલીઓએ બહાર જવાથી રોકવી.

૧૬ હન્ફી, માલિકી, શાફિઇ અને હમ્બલી-ઇસ્લામી ફિકહના આ ચારેવ મસ્લકોને બરહક માનવા.

૧૭ નેક આ'માલ અદા કરવામાં માત્ર અલ્લાહ તઆલાને ખુશ કરવાનો ઇરાદો કરવો.

૧૮ નેક આ'માલ અદા કરવામાં રિયાકારી અને દુન્યવી મકસદો પૂરા કરવાથી બચવું.

૧૯ તંદુરસ્તી સાચવવા પૂરતું ખાવું-પીવું.

૨૦ જીવન જરૂરિયાત પ્રમાણે હલાલ તરીકાથી રોઝી કમાવવી.

૨૧ ગરીબ-નિરાધાર હોવા છતાં તંદુરસ્ત માણસે ભીખ માંગવાથી બચવું.

૨૨ નમાઝોમાં પઢવાની મિકદાર (પ્રમાણ)માં કુર્આન-શરીફ યાદ કરવું.

૨૩ ઇસ્લામી શરીઅત પ્રમાણે અમલ કરવો.

૨૪ કુર્આન શરીફની તિલાવતનો અવાજ સંભળાય ત્યારે ચૂપ રહી તેને સાંભળવું.

૨૫ નમાઝો પઢવા માટે વુઝૂ કરવું.

૨૬ જનાઝાની નમાઝ માટે વુઝૂ કરવું.

૨૭ તિલાવતના સિજદા કરવા માટે વુઝૂ કરવું.

૨૮ કુર્આન શરીફ પકડવા માટે વુઝૂ કરવું.

૨૯ હમબિસ્તર થયા પછી પાક થવા માટે ગુસલ કરવું.

૩૦ શહવતપૂર્વક વિર્ય નીકળે તો પાક થવા માટે ગુસલ કરવું.

૩૧ સ્વપ્નામાં વિર્ય અથવા મઝી નીકળે તો પાક થવા માટે ગુસલ કરવું.

૩૨ અવરતોએ હૈઝ અથવા નિફાસનું લોહી બંધ થવા પછી પાક થવા માટે ગુસલ કરવું.

૩૩ પેશાબ-પાખાનું કરીને પાક થવા માટે ઇસ્તિન્જો કરવો.

૩૪ સ્ત્રીઓએ પોતાના પતિઓની તાબેદારી કરવી.

૩૫ સ્ત્રીઓએ પોતાના પતિઓના માલમાં ખયાનત કરવાથી બચવું.

૩૬ સ્ત્રીઓએ પોતાના પતિઓના માલને નુકસાન પહોંચાડવાથી બચવું.

૩૭ કોઈ માણસ હલાક થઈ રહ્યો હોય તો તેને બચાવવાની કોશિશ કરવી.

૩૮ સ્ત્રીઓએ પરાયા મર્દોની મજલિસોમાં જવાથી બચવું.

૩૯ પુરુષોએ અવરતોને પરાયા મરદોની મજલિસોમાં જવાથી રોકવી.

૪૦ ફેંસ્લો કરવામાં ઇન્સાફ કરવો.

૪૧ હંમેશા સાચું બોલવું.

૪૨ ગવાહી આપે તો સાચી ગવાહી આપવી.

૪૩ કોઇની અમાનત રાખે તો તેને બરાબર સાચવવી.

૪૪ કોઈને વચન આપે તો તેને પૂરું કરવું.

૪૫ કોઇ સંદેશો કહે તો તેને પહોંચાડવો.

૪૬ અલ્લાહ તઆલાનું નામ સાંભળવામાં આવે ત્યારે "જલ્લ જલાલુહુ" કહેવું.

૪૭ લોહી અને પરૂંને અટકાવવા પાટો બાંધવો.

૪૮ પેશાબના ટીપાં અટકાવવા માટે તદબીર કરવી.

૪૯ દીની જરૂરત પ્રમાણે ઇસ્લામી ફિક્હ શીખવું.

૫૦ એકલા માણસને સલામ કરે તો તેણે સલામનો જવાબ આપવો.

૫૧ ઘણાં બેઠેલાઓમાંથી કોઇ એકનું નામ લઇને સલામ કરે તો તેનો જવાબ આપવો.

૫૨ છીંકનાર માણસનું "અલ્હમ્દુ લિલ્લાહ" સાંભળીને "યરહમુકલ્લાહ" કહેવું.

# સામૂહિક ઈસ્લામી ફરાઇઝ

૧ સખત બીમાર માણસની ખૈરખબર પૂછવા જવું.

૨ મુસલમાનોની મય્યિતના ગુસલ અને કફન–દફન વિધિમાં શરીક રહેવું.

૩ મુસલમાનોના જનાઝાની નમાઝ પઢવી.

૪ દરેક નાની વસતિમાં એક આલિમે દીનનું હોવું.

૫ દરેક મોટી વસતિમાં વધુ ઉલમાએ દીનનું હોવું.

૬ દરેક વસતિમાં ઈસ્લામી ફિકહનો સંપૂર્ણ ઈલ્મ ધરાવનારનું હોવું.

૭ દરેક વસતિમાં હાફિઝે કુર્આનનું હોવું.

૮ ઘણાં બેઠેલા હોય તેમને કોઈ સલામ કરે તો તે સલામનો જવાબ આપવો.

૯ નમાઝ, રોઝા, ઝકાત હજ્જ વગેરે નેક કામો કરવા માટે લોકોને કહેવું.

૧૦ કુફ્ર, શિર્ક, બિદઅત, ઝિના, શરાબનોશી, જુગાર વગેરે બુરા કામોથી લોકોને રોકવા.

૧૧ બુરા કામોથી લોકોને રોકવામાં ફિત્નાનો ભય હોય તો તે બુરા કામોને નાપસંદ કરવા.

૧૨ દીની કામો કરનારાઓને મદદ કરવી.

૧૩ દીની તા'લીમ હાસિલ કરનાર તલબાને મદદ કરવી.

૧૪ ભૂખે મરનારને ખાણું આપવું.

૧૫ ભૂખે મરનારને ખાણું ખવડાવવાની શક્તિ ન હોય તો તે ભૂખ્યાને ખવડાવવા માટે લોકોમાં એલાન કરવું.

## ઈસ્લામી વાજિબાત

૧ વિત્રની નમાઝ પઢવી.

૨ માલદાર મુસલમાને પોતાનો તથા નાની અવલાદનો સદકએ ફિત્ર આપવો.

૩ માલદાર માણસે પોતાની કુર્બાની કરવી.

૪ પોતાના જે સગાંઓ નિરાધાર હોય અને કમાય શકતા ન હોય તેમનો ખર્ચ ઉઠાવવો.

૫ માં–બાપની સેવા કરવી.

૬ માં–બાપની મુલાકાત કરવી.

૭ અવરતે પોતાના શવહરની સેવા કરવી.

૮ અવરતે પોતાના શવહર માટે અને તેની નાની અવલાદ માટે ખાણું પકાવવું.

૯ અવરતે પોતાના શવહરની નાની અવલાદને દૂધ વગેરે પીવડાવી તેમનું પાલન–પોષણ કરવું.

૧૦ કોઈ પયગમ્બરનું નામ મુબારક સાંભળે તો એક વખત "અલયહિસ્સલામ" બોલવું.

૧૧ હઝરત મુહમ્મદ મુસ્તુફા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું નામ મુબારક સાંભળીને એક વખત "સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ" પઢવું.

૧૨ સગાંસ્નેહીઓ સાથે ઘણો જ સારો સંબંધ રાખવો.

૧૩ પાડોશીના હક્કો અદા કરવા, તેને લાભ પહોંચાડવા.

૧૪ કા'બા શરીફનો તવાફ કરવા માટે વુઝૂ કરવું.

૧૫ ઝિલ્હજ્જની આઠમી તારીખની ફજરથી તેરમી તારીખની અસર સુધી દરેક ફર્ઝ નમાઝ પછી તકબીરે તશરીક પઢવી.

# ઇસ્લામી સુન્નતે મુઅક્કદા

૧ ખત્ના કરાવવી.

૨ મિસ્વાક કરવું.

૩ લબોનાં વાળ કાપવા.

૪ દૂંટી નીચેનાં વાળ કાપવા.

૫ બગલોના વાળ સાફ કરવા.

૬ હાથ-પગનાં નખ કાપવા.

૭ પુરુષોએ માથાના વાળ મૂંડાવવા અથવા પૂરા માથાનાં વાળ કાનો સુધી રાખીને વચમાં માંગ બનાવવી-સેંથો પાડવો.

# ઈસ્લામી મુસ્તહબ્બાત અથવા સુન્નતે ગેર મુઅક્કદહ

૧ દરરોજ કુર્આન શરીફની તિલાવત કરવી.

૨ જુમ્અહનું ગુસલ કરવું.

૩ બન્ને ઈદોનું ગુસલ કરવું.

૪ નવમી ઝિલ્હજ્જનું ગુસલ કરવું.

૫ એહરામ બાંધતી વખતે ગુસલ કરવું.

૬ માથામાં સૂકી કાંસકી કરવી.

૭ દાઢીમાં તર કાંસકી કરવી.

૮ વસીયો કરવો.

૯ સલામ કરવી.

૧૦ મુસાફહો કરવો.

૧૧ દા'વત કબૂલ કરવી.

૧૨ છીંક ધીમેથી ખાવી.

૧૩ છીંક આવ્યા પછી અલ્હમ્દુ લિલ્લાહ ઊંચા અવાજે કહેવું.

૧૪ નાની બીમારીવાળા માણસની ખૈરખબર પૂછવા જવું.

૧૫ વાળોમાં તેલ લગાડવું.

૧૬ ખૂશ્બૂ લગાડવી.

૧૭ સારો લિબાસ પરિધાન કરવો.

૧૮ કોઈ કોઈ વખત આરસીમાં જોવું.

૧૯ લીલો, સફેદ અને કાળો લિબાસ પહેરવો.

૨૦ ઇજાર પહેરવી.

૨૧ ચામડાના કાળા મોજાં પહેરવા.

૨૨ સાફામાં શિમલો (શિખા–વેણી) રાખવો.

૨૩ ખાણું જમણા હાથે ખાવું.

૨૪ પાણી જમણા હાથે પીવું.

૨૫ લખાણ જમણા હાથથી લખવું.

૨૬ કુર્આન શરીફ અને દીની કિતાબો જમણા હાથે પકડવી.

૨૭ નાક અને મોમાં જમણા હાથથી પાણી નાખવું.

૨૮ ઈસ્તિન્જો ડાબા હાથથી કરવો.

૨૯ નાકને ડાબા હાથથી સાફ કરવું.

૩૦ આધેડ ઉંમરમાં અસા રાખવો.

૩૧ પેશાબ-પાખાના સિવાય બીજા વખતોમાં કિબ્લા તરફ મુખ કરીને બેસવું.

૩૨ સગાંવહાલાં અને દોસ્તબિરાદરોને હદિયા આપવા અને એમના હદિયા કબૂલ કરવા.

૩૩ મુસલમાનોની જરૂરિયાત પૂરી કરવામાં નિખાલસતા અને સચ્ચાઈથી કોશિશ કરવી.

૩૪ સદકાના ઈરાદે જરૂરિયાતથી વધુ કમાણી કરવી.

૩૫ નેક-પરહેઝગાર આબિદો, ઝાહિદો, આલિમો અને બુઝુર્ગોની સોબતમાં બેસવું.

૩૬ ઈશાની નમાઝ પછી આંખોમાં સુર્મો લગાડવો.

૩૭ બપોરે ખાધા પછી સૂઈ જવું.

૩૮ ઈલ્મે તિબ્બ શીખવો.

૩૯ ફસ્દ ખોલાવવી.

૪૦ સફર દિવસમાં શરૂ કરવો.

૪૧ શનિવાર અથવા જુમેરાતની સવારમાં સફર શરૂ કરવો.

૪૨ ગુનાહોને યાદ કરીને રડવું.

૪૩ ખૈર-ખૈરાત કરવી.

૪૪ તંદુરસ્ત થયા પછી ગુસલ કરવું.

૪૫ અલ્લાહ તઆલા પાસે પોતાની હાજતો–મુરાદો પૂરી કરવાની દુઆઓ કરવી.

૪૬ પોતાના ગુનાહોની સાચી તવબા કરવી.

૪૭ અલ્લાહ તઆલાનો ઝિક્ર કરવો.

૪૮ ઈસ્તિગફાર કરવો.

૪૯ ખાવા પહેલાં પહોંચાઓ સુધી હાથ ધોવા.

૫૦ ખાવા–પીવા પહેલાં બિસ્મિલ્લાહ પઢવી.

૫૧ ખાવા–પીવા પછી અલ્હમ્દુલિલ્લાહ પઢવું.

૫૨ ખાધા પછી પહોંચાઓ સુધી હાથ ધોવા.

૫૩ ખાવામાં સાથીઓને છેવટ સુધી સાથ આપવો.

૫૪ જોડા ઉતારીને ખાવા બેસવું.

૫૫ બધાંએ સાથે બેસીને ખાવું.

૫૬ ખાવા પહેલાં વુઝૂ કરવું.

૫૭ બરાબર ભૂખ લાગ્યા પછી ખાણું ખાવું.

૫૮ ભૂખ બાકી રહે અને ઊઠી જવું.

૫૯ રોટી–સાલન જેવા ખાણાંને ત્રણ આંગળાઓથી ખાવું.

૬૦ ચાવલ જેવા ખાણાંને બધી આંગળીઓથી ખાવું.

૬૧ લાકડી અને માટીના વાસણોમાં ખાવું–પીવું.

૬૨ ખાવા માટે દસ્તરખ્વાન પાથરવું.

૬૩ ગરમ ખાવામાં ફૂંકો મારવી નહિ.

૬૪ દા'વતમાં સબજી અને સિર્કો હાજર કરવો.

૬૫ ખાતી વખતે જમણો પગ ઊભો કરી, ડાબા પગ ઉપર બેસવું. પગ લટકાવીને અથવા ટેક લગાવીને ખાવું મકરૂહે તહરીમી છે.

૬૬ નમકીન વસ્તુથી અથવા નમકથી ખાવાનું શરૂ કરવું.

૬૭ નમકીન વસ્તુ અથવા નમક પર ખાવાનું પૂરું કરવું.

૬૮ પોતાની સામેથી ખાવું.

૬૯ ખાવાના વાસણને આંગળીથી ચાટવું.

૭૦ ખાધા પછી આંગળીઓને ત્રણ-ત્રણ વાર ચાટવી.

૭૧ પહેલાં વચલી આંગળીને, પછી કલિમાની આંગળીને, પછી અંગૂઠાને અને ત્યાર બાદ બીજી આંગળીઓને ચાટવી.

૭૨ ખાણાના ટૂકડા અથવા દાણાઓને વીણીને ખાઈ જવા.

૭૩ પાણી બેસીને ત્રણ શ્વાસથી પીવું અને શ્વાસ લેતી વખતે મ્હોંને ગ્લાસથી હટાવી લેવું.

૭૪ ખાધા પછી હાથ ધોઇને તેને લૂછવા નહિ.

૭૫ દા'વતમાં બુઝુર્ગ, દીનદાર માણસ ખાવાનું શરૂ કરે ત્યાર પછી બીજાઓએ ખાવાનું શરૂ કરવું.

૭૬ દીનદાર, પરહેઝગાર લોકોની દા'વતો ખાવી.

૭૭ દીનદાર, પરહેઝગાર લોકોને દા'વતો ખવડાવવી.

૭૮ ખાધા પછી કોગળો કરવો.

૭૯ ખાધા પછી દાંતોનો ખિલાલ કરવો.

૮૦ દા'વત ખાધા પછી ખવડાવનારને દુઆ આપવી.

૮૧ અઝાન અને ઇકામતનો જવાબ આપવો.

૮૨ મહૂર્મો માટે મગફિરતની દુઆ કરવા માટે અને પોતે ઇબ્રત હાસિલ કરવા માટે અઠવાડિયામાં એક વાર કબ્રસ્તાને જવું.

૮૩ બપોરે સૂઈ જવું.

૮૪ ઇશાની નમાઝ પછી તરત સૂઈ જવું.

૮૫ ઈશરાક, ચાશ્ત, અવ્વાબીન અને તહજ્જુદની નમાઝો પઢવી.

૮૬ ફજરની નમાઝ પછી યાસીન શરીફ, ઝોહરની નમાઝ પછી સૂરએ ફતહ, અસરની નમાઝ પછી સૂરએ નબા, મગરિબની નમાઝ પછી સૂરએ વાકિઅહ અને ઈશાની નમાઝ પછી સૂરએ મુલ્ક તથા સૂરએ સિજદા પઢવી.

૮૭ બાળક જન્મે તો તેનો અકીકો કરવો.

૮૮ સિજદએ તિલાવત જે વાજિબ છે તેને જલદી અદા કરવો.

# વુઝૂનાં પ્રકાર

૧ જો વુઝૂ ન હોય તો દરેક પ્રકારની નમાઝો પઢવા માટે વુઝૂ કરવું ફર્ઝ છે. ભલે તે નમાઝ ફર્ઝ હોય કે વાજિબ, સુન્નત હોય કે નફ્લ.

૨ જો વુઝૂ ન હોય તો જનાઝાની નમાઝ પઢવા માટે વુઝૂ કરવું ફર્ઝ છે.

૩ જો વુઝૂ ન હોય તો સિજદએ તિલાવત કરવા માટે વુઝૂ કરવું ફર્ઝ છે.

૪ જો વુઝૂ ન હોય તો કુર્આન શરીફની એક પણ આયતને પકડવા માટે વુઝૂ કરવું ફર્ઝ છે.

૫ જો વુઝૂ ન હોય તો કુર્આન શરીફની આયતવાળી કોઈ પણ વસ્તુને પકડવા માટે વુઝૂ કરવું ફર્ઝ છે.

૬ જો વુઝૂ ન હોય તો કા'બા શરીફનો તવાફ કરવા માટે વુઝૂ કરવું વાજિબ છે.

૭ સૂતા પહેલાં વુઝૂ કરવું અને બાવુઝૂ ઊંઘી જવું સુન્નત છે.

૮ એક વખત વુઝૂ કર્યા પછી મજલિસ બદલાયા વગર, વુઝૂ હોવા છતાં ફરીવાર વુઝૂ કરવું મકરૂહ છે. એક વખત વુઝૂ કર્યા પછી તેનાથી મકસૂદા

(હિતુલક્ષી) ઈબાદત કર્યા વગર, વુઝૂ હોવા છતાં ફરીવાર વુઝૂ કરવું મકરૂહ છે.

૧૦ પીવા માટે વકફ કરેલ પાણીથી વુઝૂ કરવું હરામ છે.

૧૧ મદ્રસાઓમાં પીવા માટે મૂકેલા પાણીથી વુઝૂ કરવું હરામ છે.

## વુઝૂના ફર્ઝો

૧ એક વખત મ્હોં ધોવું.

૨ બન્ને હાથ કોણીઓ સાથે એક વખત ધોવા.

૩ માથાના ચોથા ભાગનો મસહ કરવો.

૪ બન્ને પગોને ઘૂંટીઓ સાથે એક વખત ધોવા.

## વુઝૂની સુન્નતો

૧ વુઝૂ કરતી વખતે વુઝૂનો ઈરાદો કરવો.

૨ વુઝૂ શરૂ કરતી વખતે બિસ્મિલ્લાહ પઢવી.

૩ વુઝૂ શરૂ કરતી વખતે પ્રથમ બન્ને હાથોને પહોંચાઓ સુધી પાક હોવા છતાં ત્રણ વખત ધોવા.

૪ વુઝૂ કરતી વખતે મિસ્વાક કરવું.

૫ વુઝૂ કરતી વખતે ત્રણ વખત કોગળા કરવા.

૬ વુઝૂ કરતી વખતે ત્રણ વખત નાકમાં પાણી નાખવું.

૭ મ્હોં ધોયા પછી જો દાઢી મોટી હોય તો તેનો ખિલાલ કરવો.

૮ હાથ ધોતી વખતે હાથોની આંગળીઓનો ખિલાલ કરવો અને પગ ધોતી વખતે પગોની આંગળીઓનો ખિલાલ કરવો.

૯ વુઝૂ કરતી વખતે જમણા ભાગને ડાબા ભાગથી પહેલાં ધોવો. એટલે કે, જમણી તરફથી શરૂ કરવું.

૧૦ વુઝૂના અવયવોને ત્રણ–ત્રણ વાર ધોવા.

૧૧ વુઝૂ કરવામાં પૂરા માથાનો એક વખત મસહ કરવો.

૧૨ વુઝૂ કરવામાં બન્ને કાનોનો આગળ અને પાછળથી મસહ કરવો.

૧૩ ક્રમવાર વુઝૂ કરવું.

૧૪ વુઝૂના અવયવોને એક પછી એક તરત ધોવા જોઈએ. તેમાં વાર લગાડવી નહિ.

## વુઝૂના મુસ્તહબ્બાત

૧ ગરદનનો મસહ કરવો.

૨ વુઝૂનું કામ વુઝૂ કરનારે પોતે જ કરવું. બીજાથી મદદ લેવી નહિ.

૩ વુઝૂ કરતી વખતે કિબ્લા તરફ બેસીને વુઝૂ કરવું.

૪ પાક અને ઊંચી જગ્યાએ બેસીને વુઝૂ કરવું.

# વુઝૂના આદાબ

૧ વુઝૂ કરવા પહેલાં ઈસ્તિન્જાથી ફારિગ થઈ જવું.

૨ વુઝૂના અવયવોને ધોવામાં તેમ જ મસહ કરવામાં સુન્નત તરીકાથી ઓછું કરવું નહિ.

૩ વુઝૂના અવયવોને ત્રણ વખતથી વધુ ધોવા નહિ.

૪ વુઝૂ કરવા માટે પોતે જ પાણી લેવું.

૫ વુઝૂના છાંટાઓથી કપડાંને બચાવવા.

૬ માટીના વાસણથી વુઝૂ કરવું.

૭ વુઝૂના વાસણનો જે ભાગ પકડાય છે તેને ત્રણ વખત ધોવો.

૮ નાના વાસણથી વુઝૂ કરે તો તેને ડાબી તરફ રાખવું, કે જેથી જમણા હાથમાં સહેલાઈથી પાણી લઈ શકાય.

૯ મોટા વાસણમાં પાણી લઈને વુઝૂ કરવામાં આવે તો તે વાસણને જમણી તરફ રાખવું.

૧૦ લોટાથી વુઝૂ કરતી વખતે લોટાના દસ્તા (હાથા)ને હાથથી પકડવો. લોટાના માથા પર હાથ મૂકવો નહિ કે જેથી વુઝૂ કરેલું પાણી લોટામાં પડવા ન પામે.

૧૧ દિલથી વુઝૂનો ઈરાદો કરવાની સાથે ઝબાનથી પણ ઈરાદો કરવો.

૧૨ શરૂઆતથી છેવટ સુધી પોતાના વુઝૂ કરવાના ઈરાદાને હાજર રાખવો.

૧૩ વુઝૂમાં દરેક અવયવને ધોતી કે મસહ કરતી વખતે બિસ્મિલ્લાહ પઢવી.

૧૪ વુઝૂમાં દરેક અવયવને ધોતી કે મસહ કરતી વખતે તેની મા'સૂરહ દુઆ પઢવી.

૧૫ વુઝૂમાં દરેક અવયવને ધોતી વખતે કલિમએ શહાદત પઢવો.

૧૬ વુઝૂમાં દરેક અવયવને ધોયા પછી દુરૂદ શરીફ પઢવું.

૧૭ વુઝૂમાં દરેક અવયવને ધોયા પછી બિસ્મિલ્લાહ, કલિમએ શહાદત, દુઆ અને દુરૂદ શરીફ પઢવું અથવા ચારેવમાંથી કોઈ પણ એક પઢવું.

૧૮ વુઝૂ કરતી વખતે દુન્યવી વાતો કરવી નહિ.

૧૯ વુઝૂ કરતી વખતે કોગળા કરવા માટે પાણી જમણા હાથથી મોઢામાં નાખવું.

૨૦ વુઝૂ કરતી વખતે જમણા હાથથી નાકમાં પાણી નાખવું.

૨૧ વુઝૂ કરતી વખતે ડાબા હાથથી નાક સાફ કરવું.

૨૨ વુઝૂ કરતી વખતે પ્રથમ કોગળા કરવા અને પછી નાકમાં પાણી નાખવું.

૨૩ વુઝૂ કરતી વખતે ઢીલી વીંટીને હલાવી લેવી કે જેથી તેની નીચેનો ભાગ ધોવાઇ જવાની ખાત્રી થઇ જાય.

૨૪ વુઝૂના અવયવો પર જમણા હાથથી પાણી નાખવું.

૨૫ વુઝૂના અવયવોને ધોવા પહેલાં તેમની ઉપર લીલો હાથ ફેરવીને મસળવું.

૨૬ વુઝૂ કરતી વખતે મ્હોં પર જોર જોરથી પાણીની છાલકો મારવી નહિ.

૨૭ વુઝૂમાં મ્હોં ધોતી વખતે પાણી પર ફૂંકો મારવી નહિ.

૨૮ વુઝૂમાં મ્હોં ધોતી વખતે મ્હોંના ઉપરના ભાગથી શરૂઆત કરવી.

૨૯ વુઝૂમાં માથાનો મસહ કરતી વખતે માથાના શરૂ ભાગથી મસહની શરૂઆત કરવી.

૩૦ વુઝૂમાં પગ ધોતી વખતે આંગળીઓ તરફથી શરૂઆત કરવી.

૩૧ વુઝૂમાં કાનોનો મસહ કરતી વખતે કાનોના સુરાખો (છીદ્રો)માં નાની આંગળીઓ નાખવી.

૩૨ વુઝૂ કરતી વખતે આંખોના ખાડામાં હાથ ફેરવવો.

૩૩ વુઝૂ કરતી વખતે બન્ને ઘૂંટીઓને બરાબર ધોવી.

૩૪ વુઝૂ કરતી વખતે પગની એડીઓને બરાબર ધોવી.

૩૭ વુઝૂ કરતી વખતે પગના તળવાઓને બરાબર ધોવા.

૩૬ વુઝૂમાં બન્ને હાથોને અર્ધી કલાઈઓ સુધી ધોવા.

૩૭ વુઝૂમાં બન્ને પગોને અર્ધી પીંડલીઓ સુધી ધોવા.

૩૮ વુઝૂમાં બન્ને ભમરોની નીચે પાણી પહોંચાડવું.

૩૯ વુઝૂમાં મૂંછોની નીચે પાણી પહોંચાડવું.

૪૦ વુઝૂમાં બન્ને પગોને ડાબા હાથથી ધોવા.

૪૧ વુઝૂ કરવામાં ઉતાવળ કરવી નહિ; બલકે સારી રીતે વુઝૂ કરવું.

૪૨ વુઝૂ કર્યા પછી કિબ્લા તરફ ઊભા રહીને કલિમએ શહાદત પઢવો અને આસમાન તરફ જોઈને આંગળીથી ઈશારો કરવો.

૪૩ વુઝૂનું વધેલું પાણી ઝમઝમના પાણીની માફક ઊભા થઈને અથવા બેસીને પીવું.

૪૪ વુઝૂ કર્યા પછી દુઆ પઢવી.

૪૫ વુઝૂ કર્યા પછી વુઝૂના અવયવોને (થોડી થોડી તરી-ભીનાશ બાકી રાખવામાં વાંધા જેવું ન હોય તો) થોડી થોડી તરી બાકી રહે એવી રીતે લૂંછવા.

૪૬ વુઝૂ કર્યા પછી હાથોને ઝાટકવા નહિ.

૪૭ વુઝૂ કર્યા પછી એક અથવા બે અથવા ત્રણ વખત સૂરએ કદ્ર પઢવી.

૪૮ મકરૂહ વખત ન હોય તો વુઝૂ કર્યા પછી બે રકા'ત તહિય્યતુલ વુઝૂ પઢવી.

૪૯ તડકાથી તપેલા પાણીથી વુઝૂ કરવું નહિ.

૫૦ વુઝૂ કરવા પોતાના માટે મસ્જિદમાં કોઈ ખાસ જગ્યા નક્કી કરી લેવી નહિ.

૫૧ નમાઝનો વખત શરૂ થવા પહેલાં વુઝૂ કરવું.

૫૨ વુઝૂમાં જે જે કામ મકરૂહ હોય તેનાથી બચવું. એટલે કે, કોઈ મુસ્તહબ છોડવો નહિ.

# વુઝૂના મકરૂહાત

૧ વુઝૂ કરવામાં હદથી ઓછું યા હદથી વધુ પાણી વાપરવું.

૨ વુઝૂના અવયવોને ત્રણથી ઓછા વખત ધોવાની આદત બનાવી લેવી.

૩ વુઝૂ કરવામાં કારણ વગર બીજાથી મદદ લેવી.

૪ વુઝૂ કરવામાં કારણ વગર ડાબા હાથથી કોગળા કરવા.

૫ વુઝૂ કરવામાં કારણ વગર જમણા હાથથી નાક સાફ કરવું.

૬ વુઝૂના પાણીમાં થૂંકવું અથવા નાક સાફ કરવું.

૭ વુઝૂના અવયવોને ધોવા માટે જોરજોરથી પાણીની છાલકો મારવી.

૮ વુઝૂ કરતી વખતે આંખો અથવા હોઠને જોરથી બંધ કરવો.

૯ વુઝૂ કરવામાં નવું નવું પાણી લઈને ત્રણ ત્રણ વખત મસહ કરવો.

૧૦ વુઝૂ કરવામાં ગળાનો મસહ કરવો.

૧૧ વુઝૂ કરતી વખતે દુન્યવી વાતો કરવી.

૧૨ તડકામાં ગરમ થયેલ પાણીથી વુઝૂ કરવું.

૧૩ નાપાક જગ્યાએ બેસીને વુઝૂ કરવું.

૧૪ વુઝૂના વધેલા પાણીને નાપાક જગ્યાએ નાખવું.

૧૫ મસ્જિદના જમાઅતખાનામાં વુઝૂ કરવું.

૧૬ અવરતે વુઝૂ અથવા ગુસલ કર્યાં પછી તેના વધેલા પાણીથી વુઝૂ કરવું.

૧૭ વુઝૂ કરવા પોતાના માટે મસ્જિદમાં કોઈ ખાસ જગ્યા નક્કી કરી લેવી.

૧૮ વુઝૂ કર્યાં પછી હાથોને ઝાટકવા.

૧૯ વુઝૂ કરવામાં વુઝૂના અવયવો સિવાય બીજા અવયવોને અકારણ ધોવા.

૨૦ વુઝૂ કર્યાં પછી વાસણમાં અથવા કપડાં પર વુઝૂનું પાણી ટપકાવવું.

૨૧ વુઝૂ કરવામાં વગર કારણે એક જ હાથથી મોઢું ધોવું. કારણ કે, એ શીઆ અને હિંદુ લોકોની આદત છે.

૨૨ ઇસ્તિન્જાના પાણીને સૂકવવાના કપડાથી વુઝૂના અવયવોને લૂંછવા.

૨૩ મજલિસમાં એ પ્રમાણે મિસ્વાક કરવું કે લાળ ટપકતી હોય અને લોકો જોતા હોય.

૨૪ સુન્નત તરીકા વિરુદ્ધ વુઝૂ કરવું.

## ક્યારે ક્યારે વુઝુ કરવું મુસ્તહબ છે ?

૧ સૂઈને ઊઠીને વુઝૂ કરવું.

૨ હર વખત બાવુઝૂ રહેવા માટે નવું વુઝૂ કરવું.

૩ વુઝૂ હોવા છતાં મજલિસ બદલાઇ જવાથી ફરીવાર બીજું વુઝૂ કરવું.

૪ વુઝૂ હોવા છતાં એક વુઝૂથી એક મકસૂદા ઈબાદત અદા કરી લેવાના કારણે ફરીવાર બીજું વુઝૂ કરવું.

૫ ગીબતો કર્યા પછી વુઝૂ કરવું.

૬ જૂઠું બોલવા પછી અથવા ચાડી ખાવા પછી વુઝૂ કરવું.

૭ સગીરા–કબીરા કોઇ પણ પ્રકારના ગુનાહિત કૃત્યો થયા પછી વુઝૂ કરવું.

૮ હમ્દ, નઅત અને હિકમતથી ખાલી માત્ર વાહિયાત, ખરાબ અશ્આર પઢયા પછી વુઝૂ કરવું.

૯ નમાઝ બહાર જોરજોરથી કહકહા સાથે હસ્યા પછી–અટ્ટહાસ્ય કર્યા પછી વુઝૂ કરવું.

૧૦ મય્યિતને ગુસલ આપવા માટે વુઝૂ કરવું.

૧૧ મય્યિતને ગુસલ આપ્યા પછી વુઝૂ કરવું.

૧૨ જનાઝો ઉઠાવવા માટે વુઝૂ કરવું.

૧૩ વુઝૂ હોવા છતાં દરેક નમાઝ માટે નવું વુઝૂ કરવું.

૧૪ જનાબતનું ગુસલ કરવા પહેલાં વુઝૂ કરવું.

૧૫ હૈઝ અથવા નિફાસનું ગુસલ કરવા પહેલાં વુઝૂ કરવું.

૧૬ હમબિસ્તરી કરવા પહેલાં વુઝૂ કરવું.

૧૭ જનાબતની હાલતમાં ખાવા–પીવા માટે હાથ–મ્હોં ધોઈ લેવું.

૧૮ જનાબતની હાલતમાં ફરીવાર હમબિસ્તરી કરવા માટે વુઝૂ કરવું.

૧૯ જનાબતની હાલતમાં સૂઈ જવા માટે વુઝૂ કરવું.

૨૦ હૈઝ યા નિફાસવાળી અવરતે દરેક નમાઝના વખતે વુઝૂ કરી લેવું કે જેથી ઈબાદતની આદત બાકી રહે.

૨૧ ગુસ્સો આવ્યા પછી વુઝૂ કરવું. કારણ કે, વુઝૂ કરવાથી ગુસ્સો ઊતરી જાય છે.

૨૨ કુર્આન શરીફને પકડયા વગર તિલાવત કરવા માટે વુઝૂ કરવું.

૨૩ અહાદીષ પઢવા માટે વુઝૂ કરવું.

૨૪ દીની તા'લીમ આપવા યા હાસિલ કરવા માટે વુઝૂ કરવું.

૨૫ અઝાન આપવા માટે વુઝૂ કરવું.

૨૬ તકબીર કહેવા માટે વુઝૂ કરવું.

૨૭ નિકાહ પઢાવવા માટે વુઝૂ કરવું.

૨૮ હઝરત મુહમ્મદ મુસ્તફા (સલ.)ના રોઝા મુબારકની ઝિયારત કરવા માટે વુઝૂ કરવું.

૨૯ મસ્જિદે નબવીમાં દાખલ થવા માટે વુઝૂ કરવું.

૩૦ નવમી ઝિલ્હજ્જના દિવસે અરફાતના મેદાનમાં વુકૂફ કરવા માટે વુઝૂ કરવું.

૩૧ સફા–મરવાની સઈ કરવા વુઝૂ કરવું.

૩૨ ઊંટનો ગોશ્ત ખાધા પછી વુઝૂ કરવું.

૩૩ અવરતને હાથ લાગી જવાથી વુઝૂ કરવું.

૩૪ પોતાની શર્મગાહ પર હાથ પડવાથી વુઝૂ કરવું.
૩૫ દીની–ઈસ્લામી કિતાબોને પકડવા માટે વુઝૂ કરવું.
૩૬ કુર્આન શરીફની માત્ર તફસીરને પકડવા માટે વુઝૂ કરવું મુસ્તહબ છે; પરંતુ તફસીરમાં કુર્આન શરીફની આયતોને પકડવા માટે વુઝૂ કરવું.
૩૭ અવરતના સૌંદર્ય પર અચાનક નજર પડી જવા પછી વુઝૂ કરવું.
૩૮ અલ્લાહ તઆલાનો ઝિક્ર કરવા માટે વુઝૂ કરવું.
૩૯ મસ્જિદે હરામમાં દાખલ થવા માટે વુઝૂ કરવું.

## વુઝૂના ફઝાઈલ

૧ વુઝૂથી ગુનાહો માફ થાય છે.
૨ વુઝૂથી દરજાત બલંદ થાય છે.
૩ વુઝૂથી દિલ નૂરાની બને છે.
૪ વુઝૂથી નખ સુદ્ધાંના ગુનાહો ધોવાય છે.
૫ વુઝૂ કરનારને હશ્રમાં રોશન પેશાની અને સફેદ અવયવોવાળા કહીને પુકારાશે.
૬ વુઝૂથી જ્યાં સુધી પાણી પહોંચશે ત્યાં સુધી જન્નતમાં ઝવેરાત પહેરવાના મળશે.
૭ વુઝૂથી પેશાની અને વુઝૂના અવયવો ચમકદાર–નૂરાની બની જશે.
૮ વુઝૂ પર વુઝૂ કરનારને વુઝૂના સવાબ ઉપરાંત દસ નેકીઓ વધારે મળશે.

૯ વુઝૂ નમાઝની ચાવી છે અને નમાઝ જન્નતની ચાવી છે.

૧૦ વુઝૂ કરી કલિમએ શહાદત પઢનાર માટે જન્નતના આઠેવ દરવાજાઓ ખોલી દેવામાં આવશે.

૧૧ ઘેરથી વુઝૂ કરી મસ્જિદે જનારના હર હર કદમ પર ગુનાહો માફ થાય છે અને ઉપરથી નેકીઓ મળે છે.

૧૨ વુઝૂની સાથે મસ્જિદમાં નમાઝના ઈન્તિઝારમાં બેસવાથી નમાઝ પઢવાનો સવાબ મળે છે.

૧૩ વુઝૂ કરવાથી કબ્રનો અઝાબ દૂર થઈ જાય છે.

૧૪ વુઝૂ કરનારને ફરિશ્તાઓનો કુર્બ–નઝદીકી અને અલ્લાહ તઆલાના દરબારમાં હુઝૂરીનો શર્ફ હાસિલ થાય છે.

# વુઝૂને તોડનારી વસ્તુઓ

૧ ઓછો–વત્તો ગમે તેટલો પેશાબ યા પાખાનું કરવાથી વુઝૂ તૂટી જશે.

૨ ઓછી–વત્તી ગમે તેટલી મની યા મઝી યા વદી નીકળવાથી વુઝૂ તૂટી જશે.

૩ અવરતને ઓછી–વત્તી ગમે તેટલી હૈઝ યા નિફાસ આવવાથી વુઝૂ તૂટી જશે.

૪ ઔરતને **ઓછું–વત્તું** ગમે તેટલું આગળના રસ્તેથી બીમારીનું **લોહી નીકળવાથી** વુઝૂ તૂટી જશે.

૫ આગળ અને પાછળના રસ્તેથી ઓછા-વત્તા ગમે તેટલા કીડા નીકળવાથી વુઝૂ તૂટી જશે.

૬ આગળ અને પાછળના રસ્તેથી ઓછી-વત્તી ગમે તેટલી પથરી નીકળવાથી વુઝૂ તૂટી જશે.

૭ આગળ અને પાછળના રસ્તેથી ઓછી અથવા વધારે ગમે તેટલી કોઈ પણ વસ્તુ નીકળશે તો વુઝૂ તૂટી જશે.

૮ શરીરના કોઈ પણ ભાગમાંથી લોહી અથવા પરૂ નીકળીને વહી જવાથી વુઝૂ તૂટી જશે.

૯ શરીરના કોઈ પણ ભાગમાંથી ચીકણું પાણી નીકળીને વહી જવાથી વુઝૂ તૂટી જશે.

૧૦ ઝખમ અથવા બીમારીના કારણે શરીરમાંથી પાણી નીકળીને વહી જવાથી વુઝૂ તૂટી જશે.

૧૧ મ્હોં ભરીને ઉલટી થવાથી વુઝૂ તૂટી જશે.

૧૨ લેટીને અથવા સહારો લગાડીને ઊંઘી જવાથી વુઝૂ તૂટી જશે.

૧૩ પાછળના રસ્તેથી હવા નીકળવાથી વુઝૂ તૂટી જશે.

૧૪ બેભાન થઈ જવાથી વુઝૂ તૂટી જશે.

૧૫ ગાંડપણ થઈ જવાથી વુઝૂ તૂટી જશે.

૧૬ નમાઝમાં જોરથી હસવાથી વુઝૂ તૂટી જશે.

૧૭ હમબિસ્તર થવાથી વુઝૂ તૂટી જશે.

# જે વસ્તુઓથી વુઝુ તૂટતું નથી

૧ આગળ અને પાછળના માર્ગ સિવાય શરીરના કોઈ પણ ભાગમાંથી એટલું ઓછું લોહી યા પરૂં યા ચીકણું પાણી નીકળે કે તે પોતાની જગ્યાએથી આગળ વધે નહિ.
૨ ઝખમમાંથી લોહી નીકળવા યા વહેવા વિના ગોશ્તના છૂટા પડવાથી.
૩ ઝખમમાંથી કીડા નીકળવાથી.
૪ નાક યા કાનમાંથી કીડા નીકળવાથી.
૫ શર્મગાહ ઉપર હાથ પડવાથી.
૬ મર્દનો હાથ અવરત ઉપર યા અવરતનો હાથ મર્દ ઉપર પડવાથી.
૭ મ્હોં ભર્યાથી ઓછી ઊલટી થવાથી.
૮ માત્ર બલગમ-ગળફાની મ્હોં ભરીને ઊલટી થવાથી.
૯ બેઠાં બેઠાં ઊંઘવાથી, છેક ઝુકી જવાથી, અહિંયા સુધી કે, પાછલો ભાગ પોતાની જગ્યાએથી હટી જાય.
૧૦ નમાઝમાં ઊંઘી જવાથી.

# મિસ્વાકનાં ફાયદા

૧ મિસ્વાક કરવામાં મૌત સિવાય દરેક બીમારીથી શિફા મળશે.

૨ મિસ્વાક કરનારને મરતી વખતે મિસ્વાક કલિમો પઢવાનું યાદ અપાવે છે.
૩ મિસ્વાક કરવાથી સકરાતમાં આસાની રહે છે.
૪ મિસ્વાક કરનારની રૂહ આસાનીથી નીકળી જશે.
૫ મિસ્વાક કરવાથી પુલસિરાત પરથી વીજળીવેગે પસાર થઈ શકશે.
૬ મિસ્વાક કરનારને તેનું આ'માલનામું જમણા હાથમાં આપવામાં આવશે.
૭ મિસ્વાક કરનારને ઘડપણ મોડેથી આવે છે.
૮ મિસ્વાક કરનારની આંખોની રોશની ઘણી જ તેઝ બને છે.
૯ મિસ્વાક કરનારનાં દાંત મજબૂત રહે છે.
૧૦ મિસ્વાક કરવાથી દાંતના પેઢાઓનો ફુલાવો દૂર થાય છે.
૧૧ મિસ્વાક કરવાથી દાંત સફેદ ચમકદાર બને છે.
૧૨ મિસ્વાક કરવાથી અવાળાં મજબૂત બને છે.
૧૩ મિસ્વાક કરવાથી ખોરાકનું પાચન થાય છે.
૧૪ મિસ્વાક કરવાથી બલગમ દૂર થઈ જાય છે.
૧૫ મિસ્વાક કરવાથી નમાઝનો સવાબ ૪૦૦ ગણો વધી જાય છે.
૧૬ મિસ્વાક કરવાથી નેકીઓમાં વધારો થાય છે.
૧૭ મિસ્વાક કરવાથી ફરિશ્તાઓ ખૂશ થાય છે.

૧૮ મિસ્વાક કરનારના ચહેરાના નૂરને કારણે તેની સાથે ફરિશ્તાઓ મુસાફહો કરે છે.

૧૯ મિસ્વાક કરનાર માણસ જ્યારે નમાઝ માટે જાય છે ત્યારે ફરિશ્તાઓ તેની પાછળ પાછળ જાય છે.

૨૦ મિસ્વાક કરનારના હકમાં અમ્બિયાએ કિરામ (અલૈ.) તથા અર્શે ઈલાહીને ઉઠાવવાવાળા ફરિશ્તા મગફિરતની દુઆ ફરમાવે છે.

૨૧ મિસ્વાક કરવાથી શયતાન નારાઝ, ઝલીલ અને રુસ્વા થઈ જાય છે.

૨૨ મિસ્વાક કરવાથી માલદારી આવે છે અને રોઝી આસાન બની જાય છે.

૨૩ મિસ્વાક કરવાથી માથાની નસોને તાઝગી મળે છે અને દાંતોનું દર્દ દૂર થઈ જાય છે.

૨૪ મિસ્વાક કરવાથી મોઢાની દુર્ગંધ દૂર થઇ જાય છે અને સુગંધ પેદા થાય છે

૨૫ મિસ્વાક કરવાથી હજમશક્તિ વધે છે.

૨૬ મિસ્વાક કરવાથી શરીઅતનું અનુસરણ સરળ થઈ જાય છે.

૨૭ મિસ્વાક કરવાથી યાદશક્તિ, સમજશક્તિ અને બુદ્ધિ વધે છે.

૨૮ મિસ્વાક કરવાથી દિલ અને ઝહન પાક થાય છે.

૨૯ મિસ્વાક કરવાથી અવલાદ વધે છે.

૩૦ મિસ્વાક કરવાથી શરીરની ખરાબ ગરમી દૂર થાય છે.

૩૧ મિસ્વાક કરવાથી શરીરનું દર્દ મટે છે અને શરીર મજબૂત બને છે.

૩૨ મિસ્વાક કરવાથી ગળું સાફ થાય છે અને ઝબાન શક્તિવાન બને છે.

૩૩ મિસ્વાક કરવાથી રતૂબત દૂર થાય છે.

૩૪ મિસ્વાક કરવાથી દરેક પ્રકારની હાજતો પૂરી થાય છે.

૩૫ મિસ્વાક કરવાથી કબ્ર વિશાળ થાય છે.

૩૬ મિસ્વાક કરવાથી કબ્રમાં ગમખ્વાર સાથી મળે છે.

૩૭ મિસ્વાક કરનાર માટે જન્નતનાં દ્વાર ખુલે છે અને દોઝખનાં દ્વાર બંધ થાય છે.

૩૮ મિસ્વાક કરનારને તેની વફાતના દિવસે મિસ્વાક કરવાવાળાઓનો સવાબ મળે છે.

૩૯ ફરિશ્તાઓ મિસ્વાક કરનારના દરરોજ વખાણ કરે છે કે આ માણુસ પયગમ્બરોના તરીકાને અનુસરે છે.

૪૦ મિસ્વાક કરનાર ગુનાહોથી પાકસાફ થઈને દુનિયાથી વિદાય લે છે.

૪૧ ફરિશ્તાઓ અવલિયાએ કિરામ (રહ.)ની રૂહોને લેવા માટે જેવી શકલમાં આવે છે તેવી શકલમાં મિસ્વાક કરનારની રૂહને લેવા માટે ફરિશ્તાઓ આવે છે.

૪૨ મિસ્વાક કરનાર હૌઝે કવષરનું પાણી પીયને દુનિયાથી વફાત પામે છે.

૪૩ મિસ્વાક કરનાર જન્નતની શરાબ પીયને દુનિયાથી વફાત પામે છે.

૪૪ મિસ્વાક કરવાનો મોટામાં મોટો ફાયદો આ છે કે, કલિમએ શહાદત સાથે વફાત નસીબ થાય છે.

૪૫ મિસ્વાક કરવાનો નાનામાં નાનો ફાયદો આ છે કે, મિસ્વાક કરવાથી મોઢાની બદબૂ દૂર થઇ જાય છે અને બદબૂના બદલે ખૂશ્બૂ પેદા થાય છે.

# મિસ્વાક કરવાના મુસ્તહબ વખતો

૧ દાંતો પીળા પડે ત્યારે.

૨ મોઢામાં દુર્ગંધ ઉત્પન્ન થાય ત્યારે.

૩ સૂતાં પહેલાં અને સૂઇને ઉઠીને.

૪ નમાઝ માટે વુઝૂ કરતી વખતે જો મિસ્વાક કરવાથી લોહી ન નીકળે તો.

૫ નમાઝમાં ઊભા થતી વખતે મિસ્વાક કરવાથી જો લોહી ન નીકળતું હોય તો.

૬ ઘરમાં દાખલ થતી વખતે.

૭ લોકોની મજલિસોમાં જતી વખતે.

૮ કુર્આન શરીફ અને અહાદીસે શરીફહ પઢતી વખતે.

૯ વુઝૂ કરતી વખતે મિસ્વાક કરવાનું ભૂલી જાય તો નમાઝ વખતે.

૧૦ જુમ્અહના દિવસે મિસ્વાક કરવાની ઘણી જ તાકીદ છે.

૧૧ જે માણસ માટે હંમેશા મિસ્વાક કરવું નુકસાન-કારક હોય તો તેણે કદી કદી મિસ્વાક કરવું જોઇએ.

૧૨ જેને મિસ્વાક કરવાથી લોહી નીકળતું હોય તેણે વુઝૂ શરૂ કરવા પહેલાં મિસ્વાક કરી લેવું જોઈએ.

# મિસ્વાક કરવાના આદાબ

૧ મિસ્વાક કડવા ઝાડનું હોવું જોઇએ.

૨ પીલુડી અથવા ઝયતૂન અથવા લીમડાનું મિસ્વાક હોય તો ઘણું જ સારું.

૩ મિસ્વાકના કૂચા ન ઘણાં નરમ અને ન ઘણાં સખત; બલકે સાધારણ રાખવા જોઈએ.

૪ મિસ્વાક સીધું હોવું જોઇએ.

૫ મિસ્વાક લીલા ઝાડનું હોવું જોઈએ.

૬ મિસ્વાક આંગળી બરાબર જાડું અને એક વેંત લાંબું હોવું જોઈએ.

૭ મિસ્વાક જમણા હાથથી કરવું જોઇએ.

૮ અવાળાં ઝખ્મી ન થઇ જાય એ રીતે ધીમે ધીમે મિસ્વાક કરવું જોઇએ.

૯ દાંતોમાંથી બદબૂ દૂર થઇ જાય એટલીવાર મિસ્વાક કરવું જોઈએ.

૧૦ મિસ્વાક ન હોય અથવા મિસ્વાકથી તકલીફ થતી હોય તો આંગળી અથવા ખરબચડા કપડાથી દાંત સાફ કરવા જોઈએ.

૧૧ મિસ્વાક કરવાથી ઊલટી થઈ જવાનો ભય હોય તો તેણે મિસ્વાક ન કરવું જોઈએ.

૧૨ મિસ્વાકને મૂઠી વડે બાંધીને પકડવાથી સુન્નત તરીકા વિરુદ્ધ થવા ઉપરાંત મસાની બીમારી થવાનો ભારે ભય રહે છે.

૧૩ મિસ્વાક પાણીમાં પલાળીને કરવું જોઇએ.

૧૪ મિસ્વાકની નીચે જમણા હાથની છેલ્લી આંગળી, મિસ્વાકના કૂચા પાસે અંગૂઠો અને બાકીની આંગળીઓ મિસ્વાકની ઉપર મૂકીને મિસ્વાક કરવું જોઇએ.

૧૫ મિસ્વાકને જમણી તરફના ઉપરના દાંતો પર ફેરવતાં ફેરવતાં ડાબી તરફના ઉપરના દાંતો તરફ લઇ જવું, એ જ પ્રમાણે જમણી તરફના નીચેના દાંતો પર ફેરવતાં ફેરવતાં ડાબી તરફના નીચેના દાંતો તરફ લઈ જવું.

૧૬ મિસ્વાક ત્રણ વખત દાંતો પર ફેરવવું જોઈએ.

૧૭ મિસ્વાકને ત્રણેવ વખત મ્હોંથી બહાર કાઢી ધોઈને મિસ્વાક કરતાં રહેવું જોઈએ.

૧૮ મિસ્વાકથી જીભ અને તાળવાને સાફ કરવું જોઇએ.
૧૯ મિસ્વાક ધોઇને વાપરવું અને ધોઇને મૂકવું જોઇએ.
૨૦ મિસ્વાકના રેસા ઉપર રહે એવી રીતે મિસ્વાકને મૂકવું જોઈએ.
૨૧ મિસ્વાક ન હોય તો કલિમાની આંગળીથી અથવા જાડા કપડાથી દાંતોને ખૂબ સાફ કરવા જોઈએ.

## મિસ્વાકના મકરૂહાત

૧ સૂતાં સૂતાં મિસ્વાક કરવું, સૂતાં સૂતાં મિસ્વાક કરવાથી તિલ્લી વધી જાય છે.
૨ મિસ્વાકને મૂઠીમાં પકડીને કરવું, મૂઠીમાં પકડીને મિસ્વાક કરવાથી મસાની બીમારી થાય છે.
૩ મિસ્વાકને ચૂસવું, મિસ્વાકને ચૂસવાથી આંધળું થઈ જવાય છે.
૪ મિસ્વાકને આડું મૂકવું, મિસ્વાકને આડું મૂકવાથી ગાંડા થઈ જવાનો ભય રહે છે.
૫ મિસ્વાક કર્યા પછી તેને ધોયા વગર મૂકી દેવું. મિસ્વાકને ધોયા વગર મૂકવાથી તેને શયતાન વાપરે છે.
૬ તકલીફજનક ઝાડની લાકડીથી મિસ્વાક કરવું.
૭ મેવાદાર ઝાડની લાકડીથી મિસ્વાક કરવું.
૮ ખૂશબૂદાર ઝાડની લાકડીથી મિસ્વાક કરવું.

૯ દાંતોની લંબાઈમાં એટલે કે, ઉપરથી નીચેની તરફ મિસ્વાક કરવું.
૧૦ એક વેંતથી વધારે લાંબુ મિસ્વાક વાપરવું, એક વેંતથી લાંબા મિસ્વાક પર શયતાન સવાર થાય છે.
૧૧ પેશાબખાના યા સંડાસમાં મિસ્વાક કરવું.
૧૨ બન્નેવ તરફથી મિસ્વાક કરવું.
૧૩ મસ્જિદમાં મિસ્વાક કરવું.
૧૪ મેલ-કુચેલવાળું મિસ્વાક કરવું.

## ગુસલના ફરાઈઝ

૧ કોગળો કરવો. મ્હોંમાં સારી રીતે પાણી પહોંચાડવું.
૨ નાકમાં પાણી નાખવું. નાકના અંદરના ભાગમાં પાણી પહોંચાડવું.
૩ શરીરના બધા જ ભાગમાં એવી રીતે પાણી પહોંચાડવું કે એક બાલ બરાબર પણ શરીરની કોઈ જગ્યા સૂકી રહી જવા ન પામે.

## ગુસલની સુન્નતો

૧ ગુસલ કરવા પહેલાં નાપાકીથી દૂર થવાનો ઈરાદો કરવો.
૨ ગુસલ કરવા પહેલાં બન્નેવ હાથોને પહોંચાઓ સુધી ધોવા.

૩ ગુસલ શરૂ કરવા પહેલાં બન્નેવ ઇસ્તિન્જાથી ફારિગ થવું.

૪ ગુસલ શરૂ કરવા પહેલાં શરીર પર જ્યાં જ્યાં નાપાકી લાગી હોય તેને ધોવી.

૫ ગુસલ શરૂ કરવા પહેલાં વુઝૂ કરવું.

૬ ગુસલ શરૂ કરવા માટે પ્રથમ માથા અને પૂરા શરીર પર ત્રણ ત્રણ વાર પાણી નાખવું.

૭ ગુસલમાં દરેક કામને ક્રમવાર કરવું.

૮ ગુસલ કરવામાં શરીર પર પ્રથમવાર પાણી નાખીને શરીરને મસળવું કે જેથી પાણી આખા શરીર પર બરાબર પહોંચી જાય.

૯ ગુસલ કરવામાં પાણીને વપરાશ ન હદથી ઓછો કરે અને ન તો હદથી વધુ કરે.

૧૦ ગુસલ કરતી વખતે જો બદન પર કપડું ન હોય તો કિબ્લા તરફ મુખ અથવા પીઠ કરવાથી બચવું.

૧૧ સતર ઢાંકેલું હોવા છતાં કોઈ જોઈ શકે નહિ એવી જગ્યાએ બેસીને ગુસલ કરવું.

## ગુસલના મુસ્તહબ્બાત અને આદાબ

૧ ગુસલ કરતી વખતે વાતો કરવી નહિ.

૨ ગુસલ કરતી વખતે દુઆ-ઝિક્ર કરવો નહિ.

૩ ગુસલનો અમલ લગાતાર કરવો કે જેથી શરીર

સૂકાતા પહેલાં જ લાગલગાટ તેને પાણી પહોંચતું રહે.

૪ ગુસલ કર્યા પછી શરીરને રૂમાલથી સૂકવવું.

૫ ગુસલ કર્યા પછી તાત્કાલિક પોતાના સતરને છુપાવવું.

૬ ગુસલ કર્યા પછી બે રકા'ત નફલ નમાઝ પઢવી.

૭ વુઝૂની સુન્નતો અને મુસ્તહબ્બાત પ્રમાણે ગુસલ કરતી વખતે અમલ કરવો.

૮ ગુસલમાં કપડાં પહેરેલા ન હોય તો કિબ્લા તરફ મુખ અથવા પીઠ કરવી નહિ અને ગુસલમાં કોઈ દુઆ-ઝિક્ર પઢવો નહિ, તેમજ ગુસલનું વધેલું પાણી ઊભા થઈને પીવું નહિ. વુઝૂ અને ગુસલમાં આટલો ફર્ક છે.

## ગુસલના મકરૂહાત

૧ સતર ખુલ્લું હોય એવી હાલતમાં કિબ્લા તરફ મુખ યા પીઠ કરીને ગુસલ કરવું.

૨ ગુસલ કરવામાં હદથી ઓછું અથવા હદથી વધુ પાણી વાપરવું.

૩ ગુસલ કરતી વખતે દુઆઓ પઢવી અથવા ઝિક્ર કરવો.

૪ ગુસલના સુન્નત તરીકા વિરુદ્ધ ગુસલ કરવું.

૫ ગુસલ કરવામાં ડાબા હાથથી કોગળા કરવા.

૬ ગુસલ કરવામાં ડાબા હાથથી નાકમાં પાણી નાખવું.

૭ ગુસલ કરવામાં મ્હોમાં ડાબા હાથની આંગળી ફેરવવી.

૮ ગુસલ કરવામાં જમણા હાથથી નાક સાફ કરવુ.

૯ ગુસલના પાણીમાં થૂંકવું.

૧૦ ગુસલના પાણીમાં નાક સાફ કરવું.

૧૧ ગુસલ કરતી વખતે શરીર ઉપર જોરજોરથી પાણી મારવું.

૧૨ ગુસલ કરતી વખતે આંખોને જોરથી બંધ કરવી.

૧૩ ગુસલ કરતી વખતે મ્હોંને જોરથી બંધ કરવું.

૧૪ ગુસલ કરતી વખતે વાતો કરવી.

૧૫ તડકામાં તપેલા પાણીથી ગુસલ કરવું.

૧૬ નાપાક જગ્યાએ બેસીને ગુસલ કરવું.

૧૭ અવરતના વધેલા પાણીથી ગુસલ કરવું.

૧૮ ગુસલ કરવામાં શરીર પર ત્રણ વખતથી વધુ વાર પાણી નાખવું.

૧૯ ગુસલ કરતી વખતે ખૂબ છાંટા ઉડાવવા.

૨૦ જે કપડાથી ઈસ્તિન્જાના પાણીને સૂકવવામાં આવે તે જ કપડાથી ગુસલ કર્યા પછી શરીર લૂંછવું.

## ક્યારે ક્યારે ગુસલ કરવું ફર્ઝ છે ?

૧ એહતિલામ યાદ હોવા છતાં વદી હોવાનું યકીન હોય.

૨ એહતિલામ યાદ ન હોવા છતાં વદી હોવાનું યકીન હોય.

૩ એહતિલામ યાદ ન હોવા છતાં મઝીનું યકીન હોય.

૪ એહતિલામ યાદ ન હોવા છતાં મઝી અને વદીમાં શક હોય.

૫ એહતિલામ યાદ હોવા છતાં મની અને વદીમાં શક હોય.

૬ એહતિલામ યાદ હોવા છતાં મઝી અને વદીમાં શક હોય.

૭ એહતિલામ યાદ હોવા છતાં મની, વદી અને મઝીમાં શક હોય.

૮ એહતિલામ યાદ ન હોવા છતાં મની અને મઝીમાં શક હોય.

૯ એહતિલામ યાદ ન હોવા છતાં મની અને વદીમાં શક હોય.

૧૦ એહતિલામ યાદ ન હોવા છતાં મની, મઝી અને વદીમાં શક હોય.

૧૧ જાગવાની હાલતમાં મની નીકળવાથી.

૧૨ ઊંઘમાં મની નીકળવાથી.

૧૩ અવરતનું માસિક યા નિફાસ બંધ થયા પછી તે અવરત પર.

૧૪ હમબિસ્તર થવાથી. ભલે, તેમાં મની નીકળી હોય કે ન નીકળી હોય.

૧૫ સૂઈને ઊઠયા પછી પથારી પર યા કપડામાં લીલો ડાઘ હોય તો.

૧૬ વીર્ય શહવતપૂર્વક જોશભેર નીકળે છે અને એના નીકળવાથી શહવત તૂટી જાય છે.

૧૭ મર્દનું વીર્ય જાડું અને સફેદ રંગનું હોય છે, જે ઘણી જ શહવતની સાથે જોશભેર લંબાઈમાં ફેલાય છે.

૧૮ અવરતનું વીર્ય પાતળું, પીળા રંગનું, ગોલાઇવાળું હોય છે.

૧૯ મઝી પાતળી સફેદી મિશ્રિત હોય છે, જે શહવત-પૂર્વક નીકળે છે અને એના નીકળવાથી શહવત તૂટતી નથી.

૨૦ વદી મનીના માફક જાડી રતૂબત (ચીકણાશ) હોય છે, જે પેશાબ પછી અથવા વજન ઊંચકવાથી શહવત વગર નીકળે છે.

૨૧ જાગવાની હાલતમાં મઝી યા વદી નીકળવાથી ગુસલ ફર્ઝ થતું નથી.

## ગુસલનાં પ્રકાર

૧ જનાબતનું ગુસલ કરવું ફર્ઝ છે.

૨ હૈઝનું ગુસલ કરવું ફર્ઝ છે.

૩ નિફાસનું ગુસલ કરવું ફર્ઝ છે.

૪ મય્યિતને ગુસલ આપવું વાજિબ છે.

૫ જુમ્અહની નમાઝ માટે ગુસલ કરવું સુન્નત છે.

૬ બન્ને ઈદોની નમાઝો માટે ગુસલ કરવું સુન્નત છે.

૭ હજનો એહરામ બાંધવા માટે ગુસલ કરવું સુન્નત છે.

૮ નવમી ઝિલ્હજ્જના દિવસે અરફાતમાં થોભવા માટે ગુસલ કરવું સુન્નત છે.

૯ ગેર મુસ્લિમ ઇસ્લામ કબૂલ કરે અને તે જનાબતની હાલતમાં ન હોય તો તેણે ગુસલ કરવું મુસ્તહબ છે.

૧૦ નાબાલિગ છોકરાને એહતિલામ થયું નહિ; પરંતુ તેના ઈસ્લામી પંદર વર્ષ પૂરા થાય તો તેણે ગુસલ કરવું મુસ્તહબ છે.

૧૧ નાબાલિગ છોકરીને માસિક આવ્યું નહિ; પરંતુ ઈસ્લામી વર્ષ પ્રમાણે તેના પંદર વર્ષ થઈ ગયા તો તેણે ગુસલ કરવું મુસ્તહબ છે.

૧૨ પંદર વર્ષથી ઓછી ઉંમરવાળા છોકરાનું વીર્ય નીકળવાથી તેની ઉપર ગુસલ કરવું ફર્ઝ છે.

૧૩ પંદર વર્ષથી ઓછી ઉંમરવાળી છોકરીને હૈઝ આવવાથી તેની ઉપર ગુસલ કરવું ફર્ઝ છે.

૧૪ ગાંડા માણસનું ગાંડપણ દૂર થયા પછી તેણે ગુસલ કરવું મુસ્તહબ છે.

૧૫ બેભાન માણસને ભાન આવી ગયા પછી તેણે ગુસલ કરવું મુસ્તહબ છે.

૧૬ પછના (નસ પર નસ્તર લગાડવું) લગાડયા પછી ગુસલ કરવું મુસ્તહબ છે.

૧૭ મય્યિતને ગુસલ દીધા પછી મય્યિતને ગુસલ આપનારાઓએ પોતે ગુસલ કરવું મુસ્તહબ છે.

૧૮ શા'બાનની પંદરમી રાતે ગુસલ કરવું મુસ્તહબ છે.

૧૯ શબે કદ્રની કોઈ રીતે જાણ થઇ જાય તો તે રાતે ગુસલ કરવું મુસ્તહબ છે.

૨૦ મક્કા શરીફમાં દાખલ થતી વખતે ગુસલ કરવું મુસ્તહબ છે.

૨૧ ઝિલ્હજ્જની નવમી તારીખની રાતે એટલે કે અરફાની રાતે ગુસલ કરવું મુસ્તહબ છે.

૨૨ હજ પઢનારે દસમી ઝિલ્હજ્જની સુબ્હે સાદિક થયા પછી મુઝદલિફામાં ગુસલ કરવું મુસ્તહબ છે.

૨૩ હજ પઢનારે દસમી ઝિલ્હજ્જે મુઝદલિફામાંથી મિના જઈને છેલ્લા જમરાની રમી કરવા પહેલાં ગુસલ કરવું મુસ્તહબ છે.

૨૪ હજ પઢનારે અગિયારમી અને બારમી ઝિલ્હજ્જે ત્રણેવ જમરાઓની રમી કરવા પહેલાં ગુસલ કરવું મુસ્તહબ છે.

૨૫ હજ પઢનારે તવાફે ઝિયારત કરવા પહેલાં ગુસલ કરવું મુસ્તહબ છે.

૨૬ મદીનએ મુનવ્વરામાં દાખલ થવા માટે ગુસલ કરવું મુસ્તહબ છે.

૨૭ સૂર્યગ્રહણ યા ચંદ્રગ્રહણની નમાઝ પઢવા માટે ગુસલ કરવું મુસ્તહબ છે.

૨૮ ઈસ્તિસ્કાની નમાઝ પઢવા માટે ગુસલ કરવું મુસ્તહબ છે.

૨૯ ભય અને મુસીબત દૂર કરવા માટે ગુસલ કરવું મુસ્તહબ છે.

૩૦ દિવસે અંધકાર છવાઈ જવાથી નમાઝ પઢવા માટે ગુસલ કરવું મુસ્તહબ છે.

૩૧ ભારે તોફાનને કારણે નમાઝ પઢવા માટે ગુસલ કરવું મુસ્તહબ છે.

૩૨ ગુનાહોથી તૌબા કરવા માટે ગુસલ કરવું મુસ્તહબ છે.

૩૩ સફરમાંથી ઘેર આવ્યા પછી ગુસલ કરવું મુસ્તહબ છે.

૩૪ અવરતને બીમારીનું લોહી આવે અને તે બંધ થઈ જાય ત્યારે ગુસલ કરવું મુસ્તહબ છે.

૩૫ લોકોની મજલિસમાં જવા પહેલાં ગુસલ કરવું મુસ્તહબ છે.

૩૬ નવા કપડાં પહેરવા માટે ગુસલ કરવું મુસ્તહબ છે.

૩૭ મુબારક મજલિસમાં હાજર થવા માટે ગુસલ કરવું મુસ્તહબ છે.

# અઝાન અને ઇકામતની શર્તો

૧ અઝાન અને ઈકામત અરબી ભાષામાં હોવી જોઇએ.

૨ અઝાન અને ઈકામત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે બતાવેલ શબ્દોમાં હોવી જોઈએ.

૩ ફર્ઝ નમાઝના વખતમાં જ તેની અઝાન અને ઈકામત હોવી જોઈએ.

૪ અઝાન અને ઈકામત પઢનાર મુસલમાન અને મર્દ હોવો જોઈએ.

૫ અઝાન અને ઈકામત પઢનાર બાલિગ હોવો જોઇએ.

૬ અઝાન અને ઈકામત પઢનાર પાગલ ન હોવો જોઈએ.

૭ અઝાન અને ઇકામત પઢનાર ભાનસાનમાં હોવો જોઈએ.

# અઝાન અને ઇકામતના આદાબ

૧ અઝાન અને ઇકામત જોરથી પઢવી જોઈએ.

૨ ઈકામતને અઝાન કરતાં ઓછી અવાજે પઢવી જોઈએ.

૩ પોતાની નમાઝ માટે અઝાન આપે તો ધીમી અવાજે અઝાન આપવામાં વાંધો નથી.

૪ અઝાન આપવા માટે મસ્જિદમાં જે જગ્યા બનાવી હોય ત્યાં અઝાન પઢવી જોઈએ.

(૫) જુમ્અહની અઝાન સિવાય બીજી અઝાનો જમાઅતખાનાથી બહાર આપવી જોઈએ.

૬ જુમ્અહની અઝાન સિવાય બીજી અઝાનો જમાઅતખાનામાં આપવી મકરૂહે તન્ઝીહી છે.

૭ જુમ્અહની બીજી અઝાન જમાઅતખાનામાં મિમ્બરની સામે આપવી જોઈએ.

૮ નમાઝો માટેની અઝાન ઊંચી જગ્યા પરથી પઢવી સુન્નત છે.

૯ પોતાની શક્તિથી બહાર વધુ અવાજથી અઝાન પઢવી મકરૂહે તહરીમી છે.

૧૦ ઈકામત મસ્જિદમાં નીચે પઢવી જોઈએ.

૧૧ ઈકામત એટલા અવાજથી પઢવી જોઈએ કે, મસ્જિદમાં હાજર મુસલ્લીઓને જમાઅત ઊભી થવાની ખબર પડી શકે.

૧૨ અઝાન મસ્જિદની ડાબી અથવા જમણી ગમે તે તરફથી પઢવી જાઈઝ છે.

૧૩ ઈકામત ઈમામની સીધના બદલે પાછળ ડાબી-જમણી ગમે તે તરફથી પઢવી જાઈઝ છે.

૧૪ અઝાનને થોભી થોભીને પઢવી મુસ્તહબ છે.

૧૫ ઈકામતને થોભ્યા વગર લગાતાર પઢવી મુસ્તહબ છે.

૧૬ "અલ્લાહુ અકબર"માં અલિફને ખેંચવું કુફ્ર છે.

૧૭ "અલ્લાહુ અકબર"માં 'બ'ને ખેંચવું જાઈઝ નથી.

૧૮ અઝાન અને ઈકામતને કિબ્લા તરફ મુખ કરીને પઢવું મુસ્તહબ છે.

૧૯ અઝાનમાં "હય્ય અલસ્સલાહ" પઢતી વખતે અઝાન આપનારે માત્ર પોતાનું મુખ જમણી તરફ ફેરવવું જોઈએ. પોતાની છાતી કિબ્લા તરફથી હટાવવી જોઈએ નહિ.

૨૦ અઝાનમાં "હય્ય અલલ ફલાહ" પઢતી વખતે અઝાન આપનારે માત્ર પોતાનું મુખ ડાબી તરફ ફેરવવું જોઈએ. પોતાની છાતી કિબ્લા તરફથી હટાવવી જોઈએ નહિ.

૨૧ ફજરની અઝાનમાં "હય્ય અલલ ફલાહ" પછી બે વાર "અસ્સલાતુ ખયરુમ મિનન્નૌમ" પઢવું મુસ્તહબ છે.

૨૨ અઝાન પઢતી વખતે બન્ને હાથોની કલિમાની બન્ને આંગળીઓને બન્ને કાનોના સુરાખો–છિદ્રોમાં મૂકવી મુસ્તહબ છે.

૨૩ મગરિબ સિવાય બીજી નમાઝોમાં અઝાન અને ઈકામતની વચ્ચે એટલું સમયઅંતર રાખવું જોઈએ કે, અઝાન સાંભળીને લોકો ઇસ્તિન્જા–વુઝૂથી ફારિગ થઈ, સુન્નતો પઢી શકે. ત્યાર પછી જમાઅત ઊભી કરવી જોઈએ.

૨૪ અઝાન પછી દુઆ પઢવી મુસ્તહબ છે.

૨૫ અઝાન અને ઇકામતની વચ્ચે દુઆ માંગવી મુસ્તહબ છે.

૨૬ નમાઝ મુસ્તહબ વખતમાં પઢી શકાય એ પ્રમાણે અઝાન પઢવી મુસ્તહબ છે.

૨૭ અઝાન અને ઈકામત ઊભા રહીને પઢવું સુન્નત છે.

૨૮ અઝાન અને ઇકામત બેસીને પઢવું મકરૂહ છે.

૨૯ પોતાના માટે અઝાન પઢવામાં આવે તો તે અઝાનને બેસીને પઢવું જાઈઝ છે.

૩૦ અઝાન અને ઈકામત માટે ઈરાદો કરવો મુસ્તહબ છે.

૩૧ ઈરાદો કર્યા વગર અઝાન અને ઇકામત પઢવું મકરૂહ છે.

૩૨ અલ્લાહ તઆલાની રઝામંદી અને પોતાના સવાબ માટે અઝાન અને ઇકામત કહું છું—બીજો કોઇ મકસદ નથી, આ પ્રમાણે ઈરાદો કરવો જોઈએ.

૩૩ અઝાન અને ઈકામત પઢતી વખતે વાતો કરવી જાઇઝ નથી.

૩૪ અઝાન અને ઈકામત પઢતી વખતે કોઈ વાતનો જવાબ આપવો જોઈએ નહિ.

૩૫ અઝાન અને ઈકામત પઢનારે સલામ કરનારને સલામનો જવાબ આપવો જોઈએ નહિ.

૩૬ ચાલતાં ચાલતાં અઝાન પઢવું મકરૂહ છે.

૩૭ નમાઝ માટે સફો બરાબર સીધી થઇ શકે એટલા માટે ઇકામત પઢતી વખતે સફો બરાબર સીધી કરવાની કોશિશ કરવી જોઇએ.

૩૮ સમજદાર ગેર બાલિગ છોકરાની અઝાન જાઇઝ છે. ફરીવાર અઝાન આપવાની જરૂરત નથી.

૩૯ બાલિગ માણસે અઝાન આપવી અફઝલ છે.

૪૦ બેભાન હાલતમાં અઝાન આપવી મકરૂહ છે.

૪૧ અઝાન પુરુષે આપવી જરૂરી છે.

૪૨ અવરતે અઝાન પઢવી મકરૂહે તહરીમી છે.

૪૩ અઝાન અને ઇકામત દીનદાર, પરહેઝગાર માણસે પઢવી જોઇએ.

૪૪ જો ગુનેહગાર માણસ અઝાન અને ઈકામત પઢશે તો મકરૂહે તહરીમી લેખાશે.

૪૫ અઝાન અને ઈકામત જનાબતની હાલતમાં પઢવી મકરૂહે તહરીમી છે.

૪૬ અઝાનને વુઝૂ સાથે પઢવી જોઈએ.

૪૭ અઝાન અને ઈકામત પઢનાર બા-વકાર (પ્રભાવશાળી) માણસ હોવો જોઈએ.

૪૮ હંમેશા અઝાન પઢનાર માણસ અઝાન અને ઈકામત પઢે તો ઘણું સારું લેખાય.

૪૯ અઝાન પઢનાર કદી કદી અઝાન પઢે તો એ જાઈઝ છે.

૫૦ અઝાન અને ઇકામત પઢનારે સવાબના ઈરાદાથી અઝાન અને ઈકામત પઢવી જોઈએ.

૫૧ અઝાન આપનાર બીજાના ઈકામત પઢવાથી નારાઝ થાય તો બીજાએ ઇકામત પઢવી મકરૂહ છે.

૫૨ આંધળા માણસે અઝાન પઢવી જાઈઝ છે.

૫૩ અઝાન પઢવામાં કારણુ વગર ખંખારવું મકરૂહ છે.

૫૪ અઝાન પઢવામાં કારણુસર ખંખારવું જાઇઝ છે.

૫૫ એક માણુસે એક જ વખતમાં બે મસ્જિદોમાં અઝાન પઢવી મકરૂહ છે.

૫૬ ફજર, ઝોહર, અસર, મગરિબ, ઈશા અને જુમ્અહની જમાઅતો માટે અઝાન પઢવી સુન્નતે મુઅક્કદા છે.

૫૭ અઝાન ઈસ્લામના પ્રતિકોમાંથી મહત્ત્વનું પ્રતિક છે, માટે એને છોડવું જાઈઝ નથી.

૫૮ મસ્જિદમાં અઝાન અને ઇકામત વગર જમાઅતથી નમાઝ પઢવી મકરૂહે તહરીમી છે.

૫૯ મુકીમ માણુસ એકલો નમાઝ પઢે તો તેણે અઝાન અને ઈકામત પઢવી મુસ્તહબ છે.

૬૦ જો મહોલ્લાની મસ્જિદમાં અઝાન અને ઈકામત પઢાઇ હોય તો એકલા નમાઝ પઢતા મુકીમ માણુસે નમાઝ પઢવા માટે અઝાન અને ઈકામત ન પઢવી મકરૂહ નથી.

૬૧ મહોલ્લાની મસ્જિદમાં જો અઝાન અને ઈકામત પઢાઈ ન હોય તો એકલા નમાઝ પઢતા મુકીમ માણસે અઝાન અને ઈકામત વગર નમાઝ પઢવી મકરૂહ છે.

૬૨ મુસાફિર માણસે અઝાન અને ઈકામત વગર નમાઝ પઢવી મકરૂહ છે.

૬૩ વસતિથી દૂર જમાઅતથી નમાઝ પઢનારાઓએ ઇકામત કહ્યા વગર નમાઝ પઢવી મકરૂહ છે.

૬૪ મુઝદલિફામાં ઇશાના વખતમાં એક અઝાન અને એક ઈકામતથી મગરિબ અને ઈશાની નમાઝો પઢવી જોઈએ.

## મુસ્તહબ અઝાનો

૧ બાળક પેદા થાય ત્યારે તેને ગુસલ આપીને તેના જમણા કાનમાં અઝાન અને ડાબા કાનમાં ઇકામત પઢવી મુસ્તહબ છે.

૨ રંજગમને દૂર કરવા માટે રંજગમવાળા માણસના કાનમાં અઝાન પઢવી મુસ્તહબ છે.

૩ વાયા અને હિસ્ટીર્યાની બીમારીવાળા માણસના કાનમાં અઝાન પઢવી મુસ્તહબ છે.

૪ ગુસ્સાવાળા માણસના કાનમાં અઝાન પઢવી મુસ્તહબ છે.

૫ અસ્થિર દિમાગવાળા માણસના કાનમાં અઝાન પઢવી મુસ્તહબ છે.

૬ કાફિરો સાથે ઘમસાણની લડાઈ થતી હોય ત્યારે અઝાન પઢવી મુસ્તહબ છે.

૭ આગ લાગી હોય ત્યારે આગને ઓલવવા-શમાવવા માટે અઝાન પઢવી મુસ્તહબ છે.

૮ જિન્નાતોની શરારતોને દૂર કરવા માટે અઝાન પઢવી મુસ્તહબ છે.

૯ મુસાફિરની પાછળ અઝાન પઢવી મુસ્તહબ છે.

૧૦ માર્ગ ભૂલી જવાય તો માર્ગ મેળવવા માટે અઝાન પઢવી મુસ્તહબ છે.

૧૧ મય્યિતને દફન કરતી વખતે અથવા દફન કર્યા બાદ તેની કબર પર અઝાન પઢવાનું કોઇ પણ હદીષથી સાબિત નથી. માટે કબર પર અઝાન પઢવું બિદઅત છે.

૧૨ અઝાન અને ઇકામતનો ઝબાનથી જવાબ આપવો મુસ્તહબ છે.

૧૩ અઝાન અને ઈકામતનો અમલી જવાબ આપવો, એટલે કે અઝાન સાંભળીને મસ્જિદમાં નમાઝ પઢવા માટે હાજર થવું વાજિબ છે.

૧૪ ઘણી અઝાનોમાં પહેલી અઝાનનો જવાબ આપ-વાથી મુસ્તહબ અદા થઈ જશે.

૧૫ એક વખતની એક અઝાનનો જવાબ આપવાથી

બીજી બધી અઝાનોનો જવાબ આપવાનો રહેતો નથી.

૧૬ ચાલતા માણુસે અઝાન સાંભળીને અઝાનનો જવાબ આપવા માટે થોભી જવું અફ્ઝલ છે.

૧૭ કુર્આન શરીફ્ની તિલાવત કરનાર માણુસે અઝાન સાંભળીને કુર્આન શરીફ્ની તિલાવત બંધ કરી, અઝાનનો જવાબ આપવો મુસ્તહબ છે.

૧૮ કુર્આન શરીફ્ની તિલાવત કરનાર અઝાન સાંભળવા છતાં તિલાવત ચાલુ રાખશે તો ગુનેહગાર થશે નહિ.

૧૯ જુમ્અહની પહેલી અઝાન સાંભળીને મસ્જિદમાં ગયા વગર બીજા કોઈ પણ કામમાં મશગૂલ રહેવું હરામ છે.

૨૦ જુમ્અહની પહેલી અઝાન સાંભળીને તરત મસ્જિદમાં જવું વાજિબ છે.

૨૧ અઝાનમાં "હય્ય અલસ્સલાહ" અને "હય્ય અલલ ફલાહ" સાંભળીને "લા હવ્લ વલા કુવ્વ-ત ઈલ્લા બિલ્લાહિલ્ અલિય્યિલ્ અઝીમ" પઢવું જોઇએ.

૨૨ ફજરની અઝાનમાં "અસ્સલાતુ ખયરુમ્ મિનન્નૌમ" સાંભળીને "સદક્ત વ બરર્ત" પઢવું જોઈએ.

૨૩ ઇકામતનો જવાબ આપવો મુસ્તહબ છે.

૨૪ જે માણુસને અઝાનનો અવાજ કોઈ કારણસર ન સંભળાય-ભલે, તે માણુસને અઝાન થવાની ખબર

હોય-તો તે માણસના ઝિમ્મે અઝાનનો જવાબ આપવાનો રહેતો નથી.

૨૫ ઈકામતમાં "કદ્ કામતિસ્સલાહ" સાંભળીને "અકા-મહલ્લાહુ વ અદામહા" પઢવું જોઈએ.

૨૬ અઝાન પૂરી થયા પછી અઝાન આપનારે અને અઝાન સાંભળનારાઓએ દુરૂદ શરીફ પઢી અઝાનની દુઆ પઢવી મુસ્તહબ છે.

૨૭ અઝાનની દુઆ પઢતી વખતે હાથ ન ઉઠાવવા અફઝલ છે

૨૮ અઝાનની દુઆ પઢતી વખતે હાથ ઉઠાવવામાં ગુનોહ નથી; બલ્કે જાઇઝ છે

૨૯ અઝાનની દુઆ પઢતી વખતે જો કોઇ હાથ ઉઠાવે તો તેને રોકવો જોઈએ નહિ.

૩૦ જનાબતની હાલતમાં અઝાનનો જવાબ આપવો જાઇઝ છે.

# અઝાનનો જવાબ ક્યારે આપવો નહિ?

૧ નમાઝની હાલતમાં.

૨ ખુત્બો સાંભળતી વખતે.

૩ હમબિસ્તરી વખતે.

૪ પેશાબ-પાખાનું કરતી વખતે.

૫ હૈઝ-નિફાસની હાલતમાં.

૬ ઈસ્લામી તા'લીમ શીખતી–શીખવતી વખતે.
૭ કુર્આન શરીફ શીખતી–શીખવતી વખતે.
૮ ખાણું ખાતી વખતે.

# નમાઝ ફર્ઝ થવા માટેની શર્તો

૧ મુસલમાન હોવું.
૨ અક્કલનું ઠેકાણે હોવું.
૩ બાલિગ હોવું.
૪ નમાઝથી આજિઝ ન હોવું.
૫ વખતનું પામવું.
૬ ગેર મુસ્લિમ પર નમાઝો ફર્ઝ નથી.
૭ પાગલ ઉપર નમાઝો ફર્ઝ નથી.
૮ પાંચ નમાઝોથી વધુ ટાઈમ બેભાન રહેવાવાળા ઉપર નમાઝો ફર્ઝ નથી.
૯ પાંચ નમાઝોથી ઓછો ટાઈમ બેભાન રહેવાવાળા ઉપર નમાઝો ફર્ઝ છે.
૧૦ નાબાલિગ છોકરા અને છોકરી ઉપર નમાઝો ફર્ઝ નથી.
૧૧ હૈઝ અને નિફાસની હાલતની નમાઝો અવરતો ઉપર ફર્ઝ નથી.
૧૨ કોઈ નમાઝની તકબીરે તહરીમા કહી શકાય એટલો ટાઈમ મળે અને કોઈ ગેર મુસ્લિમ-ઈસ્લામ ધર્મ

સ્વીકારે તો તે વખતની નમાઝ તેની ઉપર ફર્ઝ છે.

૧૩ કોઈ નમાઝની તકબીરે તહરીમા કહી શકાય એટલા ટાઈમમાં અવરતને હૈઝ યા નિફાસ બંધ થાય તો તે વખતની નમાઝ એ અવરત પર ફર્ઝ છે.

૧૪ કોઇ નમાઝની તકબીરે તહરીમા કહી શકાય એટલા ટાઈમમાં ગાંડા-પાગલ માણસને સારું થઈ જાય અથવા બેભાન માણસને ભાન આવી જાય તો તે વખતની નમાઝ એમના પર ફર્ઝ છે.

## નમાઝ સહીહ અદા થવાની શર્તો

૧ નમાઝ પઢનારનું શરીર મોટી અને નાની નાપાકીથી પાક હોવું જોઇએ. એટલે કે નમાઝ પઢનારને નમાઝ પઢતી વખતે ગુસલની હાજત ન હોય અને બા વુઝૂ પણ હોય તો નમાઝ સહીહ અદા થશે.

૨ નમાઝ પઢનારનું શરીર, કપડાં અને નમાઝ પઢવાની જગ્યા પેશાબ-પાખાના, લોહી, શરાબ જેવી નાપાકીઓથી નમાઝ પઢતી વખતે પાક હોવા જોઈએ.

૩ નમાઝ પઢનાર મર્દનું શરીર નમાઝ પઢતી વખતે ફૂંટીથી ઘૂંટણોના નીચે સુધી ઢંકાયેલું હોવું જોઈએ.

૪ નમાઝ પઢનાર અવરતના બન્ને હાથ પહોંચાઓ સુધી, ચેહરો અને બન્ને પગોનાં પંજા–આ ત્રણ અવયવો સિવાય આખું બદન નમાઝ પઢતી વખતે ઢંકાયેલું હોવું જોઈએ.

૫ નમાઝ પઢનારનું મુખ નમાઝ પઢતી વખતે કિબ્લા તરફ હોવું જોઈએ.

૬ નમાઝ પઢતી વખતે નમાઝ પઢનારનો નમાઝ પઢવાનો ઈરાદો હોવો જોઈએ.

૭ નમાઝ પઢનારે નમાઝ પઢતી વખતે પોતાની નમાઝ તહરીમાથી શરૂ કરવી જોઈએ.

## નમાઝના ફરાઇઝ

૧ નમાઝ શરૂ કરતી વખતે "અલ્લાહુ અકબર" કહેવું.

૨ નમાઝ પઢનારમાં ઊભા રહેવાની શક્તિ હોય તો ફર્ઝ, વાજિબ અને સુન્નતે મુઅક્કદા નમાઝોને ઊભા રહીને પઢવી.

૩ ફર્ઝ નમાઝોની પહેલી બે રકાતો અને વાજિબ, સુન્નતે મુઅક્કદા તથા નફલ નમાઝોની બધી જ રકાતોમાં કુર્આન શરીફની મોટી એક આયત અથવા નાની ત્રણ આયતો પઢવી.

૪ દરેક પ્રકારની નમાઝોની દરેક રકાતોમાં એક એક રુકૂઅ કરવો. એટલે કે, નમાઝ પઢનારે એટલું

ઝુકવું કે નમાઝ પઢનારના બન્ને હાથ ઘૂંટણો પકડી શકે.

૫ દરેક પ્રકારની નમાઝોની દરેક રકાતોમાં બબ્બે સિજદા કરવા. એટલે કે, નમાઝ પઢનારે પોતાની પેશાની અને નાકને જમીન પર પૂરી રીતે મૂકવું.

૬ કા'દએ આખિરહ, એટલે કે દરેક પ્રકારની નમાઝોની છેલ્લી રકાત પર અત્તહિય્યાત પઢવાના ટાઈમ સુધી બેસવું.

૭ દરેક નમાઝોની છેલ્લી રકાત સંપૂર્ણ કરીને નમાઝ પઢનારે પોતાના ઝાતી ઇખ્તિયાર વડે નમાઝથી અલગ થવું.

૮ નમાઝના ફરાઈઝમાંથી કોઈ ફર્ઝ જાણીબૂઝીને અથવા ભૂલથી છૂટશે તો નમાઝ અદા થશે નહિ. એ નમાઝને ફરીથી જ પઢવી ફર્ઝ છે.

## નમાઝના વાજિબાત

૧ નમાઝની તહરીમા કરવા માટે "અલ્લાહુ અકબર" શબ્દને ખાસ નક્કી કરવો.

૨ નમાઝનીત હરીમા માટે "અલ્લાહુ અકબર"ના બદલે બીજા કોઈ શબ્દો બોલવા મકરૂહે તહરીમી છે.

૩ ફર્ઝ નમાઝોની પહેલી બે રકાતોને કુર્આન શરીફ પઢવા માટે નક્કી કરી લેવી.

૪ ફર્ઝ નમાઝોની ત્રીજી અને ચોથી રકાતો સિવાય દરેક પ્રકારની નમાઝોની દરેક રકાતોમાં એક વખત સૂરએ ફાતિહા પઢવી.

૫ ફર્ઝ નમાઝોની ત્રીજી અને ચોથી રકાતો સિવાય દરેક પ્રકારની નમાઝોની દરેક રકાતોમાં સૂરએ ફાતિહા પછી કુર્આન શરીફની મોટી એક આયત અથવા નાની ત્રણ આયતો અથવા કોઈ સૂરત પઢવી.

૬ નમાઝોમાં સૂરએ ફાતિહાને બીજી કોઇ સૂરત કરતાં પહેલી પઢવી.

૭ નમાઝોમાં કિયાંત, રુકૂઅ, સિજદા અને રકાતો–આ ચારેવને બરાબર ક્રમવાર અદા કરવું.

૮ નમાઝમાં કૌમા કરવો. એટલે કે, દરેક રકાતનો રુકૂઅ કરીને બરાબર સીધા ઊભા થવું.

૯ નમાઝોમાં બે સિજદાઓની વચ્ચે જલસો કરવો. એટલે કે, બે સિજદાઓની વચ્ચે બરાબર સીધું બેસવું.

૧૦ નમાઝમાં રુકૂઅ, સિજદા, કૌમા, જલસા વગેરે બધા અરકાનને સંતોષપૂર્વક અદા કરવા.

૧૧ કા'દએ ઊલા કરવો, અટલે કે દરેક પ્રકારની નમાઝોની બે રકા'તો પઢીને અત્તહિય્યાત પઢાય એટલો ટાઈમ બેસવું.

૧૨ નમાઝમાં કા'દએ ઊલા અને કા'દએ અખિરહમાં એક વખત અત્તહિય્યાત પઢવું.

૧૩ ફર્ઝ, વિત્ર અને સુન્નતે મુઅક્કદા નમાઝોની બે રકા'તો પર તશહ્હુદથી વધારે કંઇ પણ પઢવું નહિ.

૧૪ નમાઝ પૂરી થયે **"અસ્સલામુ અલયકુમ વ રહમતુલ્લાહ"** કહીને નમાઝથી છૂટા થવું. સલામમાં અસ્સલામુ શબ્દ વાજિબ છે.

૧૫ વિત્રની ત્રીજી રકા'તમાં સૂરએ ફાતિહા અને બીજી કોઇ સૂરત પઢયા પછી દુઆએ કુનૂત પઢવું.

૧૬ ઈદુલ ફિત્રની બન્નેવ રકા'તોમાં ત્રણ ત્રણ, કુલ્લે વધારાની છ તકબીરો (અલ્લાહુ અકબર) કહેવી.

૧૭ નમાઝ પઢાવનાર ઈમામે મગરિબ અને ઇશાની પહેલી બન્નેવ રકા'તોમાં, જુમ્અહ, ઇદૈન અને ફજરની બન્નેવ રકા'તોમાં, તરાવીહની વીસ રકા'-તોમાં અને રમઝાનમાં વિત્રની ત્રણેવ રકા'તોમાં કુર્આન શરીફ અવાજથી પઢવું.

૧૮ નમાઝ પઢાવનાર ઈમામે ઝોહર અને અસરની બધી રકા'તોમાં કુર્આન શરીફ વગર અવાજે પઢવું.

૧૯ નમાઝના ફરાઈઝ અને વાજિબાતને તેની નક્કી જગ્યા પર અદા કરવા.

૨૦ નમાઝના દરેક ફરાઇઝ અને દરેક વાજિબાતને એક પછી એક વચમાં વકફો કર્યા વગર અદા કરવા.

૨૧ નમાઝોની પહેલી અને ત્રીજી રકા'તનો બીજો સિજદો કરીને ત્રણ વખત **'સુબ્હાનલ્લાહ'** પઢી શકાય એટલી વાર બેસવાથી બચવું.

૨૨ નમાઝમાં એક રકા'તમાં એક રુકૂઅથી વધુ રુકૂઅ અને બે સિજદાથી વધુ સિજદા કરવાથી બચવું.

૨૩ નમાઝમાં સિજદાની આયત પઢયે સિજદએ તિલાવત કરવો.

૨૪ નમાઝમાં કોઇ વાજિબ ભૂલથી છૂટે તો સિજદએ સહ્વ કરવો.

૨૫ નમાઝમાં મુક્તાદીઓએ કુર્આન શરીફ સિવાય બીજી બધી જ બાબતોમાં ઇમામની તાબેદારી કરવી.

૨૬ નમાઝના વાજિબાતમાંથી કોઇ પણ વાજિબને જાણીબૂઝીને છોડવાથી નમાઝને ફરીથી પઢવી વાજિબ છે.

૨૭ ફર્ઝ નમાઝોની પહેલી બે રકા'તોમાં સૂરએ ફાતિહા એક વખતથી ઉપરાંત ન પઢવી અને સૂરએ ફાતિહા એક વખત પઢી તરત બીજી કોઈ સૂરતને મેળવવી વાજિબ છે.

## નમાઝની સુન્નતો

૧ તકબીરે તહરીમા માટે બન્ને હાથોને કાનો સુધી ઉઠાવવા.

૨ તકબીરે તહરીમા કહ્યા પહેલાં જ બન્નેવ હાથોને કાનો સુધી ઉઠાવવા.

૩ તકબીરે તહરીમા વખતે બન્નેવ હાથ કાનો સુધી

એ પ્રમાણે ઉઠાવવા કે, અંગૂઠા કાનોની લવ સુધી અને આંગળીઓની ટોચો કાનોના કિનારાઓની સામે રહે.

૪ તકબીરે તહરીમા વખતે અવરતોએ બન્નેવ હાથ ખભાઓ સુધી ઉઠાવવા.

૫ તકબીરે તહરીમા વખતે બન્નેવ હાથ કાનો સુધી ઉઠાવવામાં આંગળીઓને પોતાની હાલત પર રહેવા દેવી, એટલે કે તકલ્લુફ કરીને (પ્રયત્નપૂર્વક) ન ઘણી મિલાવવી અને ન તો ઘણી ખુલ્લી રાખવી.

૬ તકબીરે તહરીમા વખતે બન્નેવ હાથ કાનો સુધી ઉઠાવવામાં હાથની આંગળીઓ અને હથેળીઓને કિબ્લા તરફ રાખવી.

૭ તકબીરે તહરીમા કહેતી વખતે માથાને તેની હાલત પર રાખવું, ઝુકાવવું નહિ.

૮ તકબીરે તહરીમા કહેતી વખતે માથું ઝુકાવવું બિદઅત છે.

૯ તકબીરે તહરીમા કહ્યા પછી બન્નેવ હાથ ડૂંટીની નીચે એવી રીતે બાંધવા કે જમણા હાથની હથેળી ડાબા હાથના કાંડા પર મૂકી, અંગૂઠા અને છેલ્લી આંગળીનો ગોળ હલકો બનાવીને ડાબી કલાઇ પકડવી. જમણા હાથની બાકીની ત્રણ આંગળીઓને ડાબી કલાઈની પીઠ પર રાખવી.

૧૦ ડૂંટીની નીચે જમણા હાથને ડાબા હાથની ઉપર માત્ર મૂકી આપવું પણ જાઈઝ છે.

૧૧ અવરતોએ તકબીરે તહરીમા કહીને પોતાના બન્નેવ હાથ છાતી પર એવી રીતે મૂકવા કે, જમણા હાથની હથેળી ડાબા હાથની હથેળીની પીઠ પર રહે.

૧૨ દરેક નમાઝની પહેલી રકા'તમાં સના પઢવી.

૧૩ દરેક નમાઝની પહેલી રકા'તમાં સના પછી અઊઝુ-બિલ્લાહ પઢવું.

૧૪ દરેક નમાઝની દરેક રકા'તમાં સૂરએ ફાતિહાથી પહેલાં બિસ્મિલ્લાહ પઢવી.

૧૫ ફર્ઝ નમાઝોની ત્રીજી અને ચોથી રકા'તમાં સૂરએ ફાતિહા પઢવી.

૧૬ દરેક નમાઝની દરેક રકા'તમાં સૂરએ ફાતિહા પૂરી કરીને "આમીન" કહેવું.

૧૭ નમાઝોમાં સના, અઊઝુ બિલ્લાહ, બિસ્મિલ્લાહ અને આમીન–ચારેવને અવાઝ વગર પઢવું.

૧૮ ફજર અને ઝોહરની નમાઝમાં સૂરએ હુજુરાતથી સૂરએ બુરૂજ સુધીમાંથી કુર્આન શરીફ પઢવું.

૧૯ મગરિબની નમાઝમાં સૂરએ ઝિલઝાલથી સૂરએ નાસ સુધીમાંથી સૂરતો પઢવી.

૨૦ ફજરની સુન્નતોમાં સૂરએ કાફિરૂન અને સૂરએ અહદ પઢવી.

૨૧ વિત્રની નમાઝમાં સૂરએ આ'લા, સૂરએ કાફિરૂન અને સૂરએ અહદ પઢવી.

૨૨ ફજ્ર અને ઝોહરની નમાઝોમાં સૂરએ હુજુરાતથી સૂરએ બુરૂજ સુધીના બદલે બીજી જગ્યાએથી કુર્આન શરીફ પઢવું જોઇએ છે.

૨૩ મગરિબની નમાઝમાં સૂરએ ઝિલઝાલથી સૂરએ નાસ સુધીના બદલે બીજી જગ્યાએથી કુર્આન શરીફ પઢવું જોઈએ છે.

૨૪ ફજ્રની સુન્નતોમાં સૂરએ કાફિરૂન અને સૂરએ અહદના બદલે બીજી કોઈ પણ સૂરતો પઢવી જોઈએ છે.

૨૫ વિત્રની નમાઝમાં સૂરએ આ'લા, સૂરએ કાફિરૂન અને સૂરએ અહદના બદલે બીજી કોઇ પણ સૂરતો પઢવી જોઈએ છે.

૨૬ ફજ્રની નમાઝમાં પહેલી રકા'તને બીજી રકા'તથી લાંબી કરવી.

૨૭ રુકૂઅમાં માથાને ન ઊંચું કરવું અને ન બહુ ઝુકાવવું; બલકે માથું, પીઠ અને સુરીન–ત્રણેવને એક સીધમાં કરવું.

૨૮ રુકૂઅમાં "સુબ્હા-ન રબ્બિયલ અઝીમ" ત્રણ વખત પઢવું.

૨૯ રુકૂઅમાં પીઠને એટલી બધી સીધી કરવી કે પાણી ભરેલું પ્યાલું પીઠ પર મૂકવામાં આવે તો તે

પાણી બરાબર ભરેલું બાકી રહે.

૩૦ રુકૂઅમાં બન્નેવ હાથોની આંગળીઓને બરાબર ખોલીને તેનાથી બન્નેવ ઘૂંટણોને પકડવા.

૩૧ રુકૂઅમાં પિંડલીઓને સીધી ઊભી રાખવી અને ઘૂંટણોને સીધા રાખવા.

૩૨ રુકૂઅમાં બન્નેવ હાથોથી બન્નેવ ઘૂંટણોને સહારો આપવો.

૩૩ રુકૂઅમાં બન્નેવ બાઝૂઓને બન્નેવ પેહલૂઓથી અલગ રાખવા.

૩૪ અવરતોએ રુકૂઅમાં માત્ર એટલું ઝુકવું કે બન્નેવ હાથ ઘૂંટણો સુધી પહોંચી જાય. પોતાની પીઠ સીધી કરવી જોઈએ નહિ અને પોતાના હાથની આંગળીઓ જોડીને રાખવી તથા ઘૂંટણો પર માત્ર હાથ મૂકવા, જોરથી પકડવા નહિ અને ઘૂંટણોને સીધા ન કરે; બલકે વાંકા રાખે અને બન્નેવ બાઝૂઓને પેહલૂઓની સાથે મેળવી આપે.

૩૫ કૌમામાં ઈમામે તસ્મીઅ એટલે કે "સમિઅલ્લાહુ લિમન હમીદહ" પઢવું.

૩૬ કૌમામાં મુક્તદીઓએ તહમીદ એટલે કે "રબ્બના લકલ હમ્દ" પઢવું.

૩૭ કૌમામાં એકલા નમાઝ પઢનારે "સમિઅલ્લાહુ લિમન હમીદહ" અને "રબ્બના લકલ હમ્દ" બન્નેવ પઢવું.

૩૮ નમાઝમાં એક રુકનથી બીજા રુકનમાં જતી વખતે

"અલ્લાહુ અકબર" કહેવું.

૩૯ નમાઝમાં ઈમામે તકબીરો, તસ્મીઅ, તહમીદ અને સલામ એટલા બલંદ અવાજથી કહેવી કે, મુક્તદી-ઓને સમજ પડી શકે.

૪૦ ઈમામે તકબીરો, તસ્મીઅ, તહમીદ અને સલામ વગેરેમાં જરૂરતથી વધુ ચીખવું મકરૂહે તહરીમી છે. દા. ત. ઇમામ પાછળ એક સફ હોય અને ઇમામ એટલા જોરથી ચીખે કે દસ સફો સુધી અવાજ જઇ શકે.

૪૧ ઈમામ જો લોકોને માત્ર ખબર કરવાના જ ઇરાદાથી ખૂબ બલંદ અવાજે તકબીરે તહરીમા કહેશે તો ઇમામની અને મુક્તદીઓ બન્નેમાંથી કોઇની પણ નમાઝ અદા થશે નહિ.

૪૨ ઇમામે તથા મુકબ્બીરોએ તકબીરે તહરીમા કહેતી વખતે લોકોને ખબર કરવાની સાથે સાથે ખાસ તહરીમાનો ઇરાદો કરવો ફર્ઝ છે.

૪૩ મુકબ્બીરો જો તહરીમાના ઈરાદા વગર માત્ર લોકોને ખબર પહોંચાડવાના હેતુસર તકબીરો કહેશે તો તેમની તથા તેમની અવાજ સાંભળીને જે લોકો નમાઝ પઢશે તેમની નમાઝ અદા થશે નહિ.

૪૪ ઈમામે તથા મુકબ્બીરોએ જરૂરત પ્રમાણે તકબીરો કહેવામાં અવાજ વાપરવો મુસ્તહબ છે.

૪૫ સિજદામાં જતી વખતે પ્રથમ બન્નેવ ઘૂંટણો, પછી બન્નેવ હાથ, પછી નાક અને પછી પેશાની જમીન પર મૂકવી.

૪૬ સિજદાથી ઉઠતી વખતે પહેલાં પેશાની, પછી નાક અને પછી બન્નેવ હાથ અને પછી બન્નેવ ઘૂંટણો જમીનથી ઉઠાવવા.

૪૭ સિજદામાં બન્નેવ ઘૂંટણો, બન્નેવ હાથ, બન્નેવ પગોના પંજા અને પેશાની તથા નાક—આમ કુલ આઠ અવયવોનું જમીન પર લાગવું.

૪૮ સિજદામાં બન્નેવ હાથોની આંગળીઓને મેળવીને રાખવી.

૪૯ સિજદામાં બન્નેવ હાથોની આંગળીઓને કિબ્લા તરફ રાખવી.

૫૦ બન્નેવ હથેળીઓની વચમાં સિજદો કરવો.

૫૧ સિજદામાં બન્નેવ પગોની આંગળીઓને કિબ્લા તરફ રાખવી.

૫૨ સિજદામાં બન્નેવ પગોની આંગળીઓના તળવા જમીન પર લગાડવા.

૫૩ સિજદામાં બન્નેવ હથેળીઓ પર સહારો આપવો.

૫૪ સિજદામાં બન્નેવ બાઝૂઓને પેહલૂઓથી અલગ-છૂટા રાખવા; પરંતુ જમાઅતમાં બાઝૂઓને પેહલૂ-ઓની સાથે મેળવીને રાખવા જોઈએ.

૫૫ સિજદામાં બન્નેવ કોણીઓને જમીનથી ઊંચી રાખવી.

૫૬ સિજદામાં પેટને બન્નેવ જાંઘોથી અલગ–છેટે રાખવું.

૫૭ અવરતોએ સિજદામાં બન્નેવ બાઝૂઓને પેહલૂઓની સાથે, પેટને જાંઘોની સાથે, જાંઘોને પીંડલીઓની સાથે અને પીંડલીઓ તથા બન્નેવ કોણીઓને જમીનની સાથે મેળવી આપવી. બન્નેવ પગના પંજાઓને ઊભા રાખવા નહિ અને બન્નેવ હાથો પર જોર આપવું નહિ; બલકે જે પ્રમાણે અત્ત-હિય્યાતમાં બેસે છે એ જ પ્રમાણે બેસીને અને પુષ્કળ સંકોચાઇ સંકોચાઇને સિજદા માટે પેશાનીને જમીન પર મૂકી આપે.

૫૮ સિજદામાં જતી વખતે પહેલાં બન્નેવ ઘૂંટણોને એક સાથે જમીન પર મૂકવા.

૫૯ સિજદામાં જતી વખતે બન્નેવ ઘૂંટણોને જો એક સાથે જ જમીન પર ન મૂકી શકાય તો પહેલો જમણો ઘૂંટણ અને પછી ડાબો ઘૂંટણ મૂકવો.

૬૦ બન્નેવ સિજદામાં ત્રણ વખત "સુબ્હા-ન રબ્બિયલ આ'લા" પઢવું.

૬૧ બીજો સિજદો કરીને બીજી અથવા ચોથી રકાત માટે ઊભા થવામાં માત્ર પગોના પંજાઓના આધારે જ ઊભા થવું.

સિજદો કરી ઊભા થતી વખતે બન્ને ઘૂંટણો પર બન્ને હાથ મૂકીને ઊભા થવું.

૬૩ કોઈ અશક્ત માણસને સિજદાઓમાંથી ઊભા થતી વખતે જો જમીન પર ટેક લગાડવાની જરૂરત પડે તો જમીન પર ટેક લગાડવી જોઈએ છે.

૬૪ નમાઝના દરેક જલસા અને કા'દામાં ડાબા પગને પાથરીને તે ઉપર બેસવું.

૬૫ નમાઝના દરેક જલસા અને કા'દામાં જમણા પગને એવી રીતે ઊભો રાખવો કે, તેની આંગળીઓના મથાળાઓ કિબ્લા તરફ રહે.

૬૬ નમાઝના દરેક જલસા અને કા'દામાં બન્ને હાથોને જાંઘો પર મૂકવા.

૬૭ નમાઝના દરેક જલસા અને કા'દામાં બન્ને હાથોની આંગળીઓને પોતાની હાલત પર છોડવી. તકલ્લુફ કરીને ન બિલકુલ મિલાવી આપવી અને ન તો બિલકુલ ખોલવી.

૬૮ નમાઝના દરેક જલસા અને કા'દામાં બન્ને હાથોની આંગળીઓનાં છેડા ઘૂંટણોની પાસે રાખવા, ઘૂંટણોને પકડવા નહિ.

૬૯ અવરતોએ નમાઝના દરેક જલસા અને દરેક કા'દામાં ડાબી સુરીન પર બેસીને પોતાના બન્ને પગ જમણી તરફ કાઢવા જોઈએ.

૭૦ અત્તહિય્યાતમાં "અશ્હદુ અલ્લા ઈલા-હ ઈલ્લલ્લાહુ" પર કલિમાની આંગળીથી ઈશારો કરવો. એવી રીતે કે, "લા ઈલા-હ" પર ઊંચકવી અને "ઇલ્લલ્લાહ"

પર નીચી કરી આપવી.

૭૧ નમાઝનો પહેલો કા'દો કરીને ત્રીજી રકાત માટે ઉઠતી વખતે ઘૂંટણો પર હાથોનું જોર આપીને ઉઠવું.

૭૨ નમાઝનો પહેલો કા'દો કરીને ત્રીજી રકાત માટે ઉઠતી વખતે અશક્ત માણસોએ જમીન પર હાથોનો સહારો આપીને ઊભા થવું જોઈએ છે.

૭૩ નમાઝના કા'દએ અખીરહમાં અત્તહિય્યાત પઢીને દુરૂદ શરીફ પઢવું.

૭૪ નમાઝના કા'દએ અખીરહમાં અત્તહિય્યાત પઢીને બધાં દુરૂદોમાંથી દુરૂદે ઇબ્રાહીમને પઢવું અફઝલ છે.

૭૫ નમાઝના કા'દએ અખીરહમાં દુરૂદ શરીફ પઢીને સલામ ફેરવવા પહેલાં દુઆ પઢવી.

૭૬ નમાઝના કા'દએ અખીરહની દુઆ અરબી ઝબાનમાં હોવી જોઈએ. કારણ કે, કા'દએ અખીરહની દુઆ અરબી સિવાય બીજી ભાષામાં પઢવી મકરૂહે તહરીમી છે.

૭૭ કા'દએ અખીરહમાં સલામથી પહેલાં આ દુઆ પઢવી જોઈએ,

અલ્લાહુમ્મ ઈન્ની ઝલમ્તુ નફ્સી ઝુલ્મન્ કષીરંવ્ વલા યગ્ફિરુઝ્ઝુન્નૂ-બ ઈલ્લા અન્ત ફગ્ફિર્ લી મગ્ફિરતમ્ મિન ઇન્દિ-ક વર્હમની ઈન્ન-ક અન્તલ ગફુરુર્રહીમ.

૭૮ નમાઝમાં બન્ને તરફ સલામ ફેરવતી વખતે પહેલાં જમણી તરફ અને પછી ડાબી તરફ સલામ ફેરવવી.

૭૯ જમણી તરફ સલામ ફેરવતી વખતે જમણો ગાલ પાછળથી દેખાય અને ડાબી તરફ સલામ ફેરવતી વખતે ડાબો ગાલ પાછળથી દેખાય, એટલા પ્રમાણમાં મ્હોંને જમણી-ડાબી તરફ વાળવું.

૮૦ ઇમામે સલામ બલંદ અવાજથી કહેવી કે પાછળ મુક્તદીઓ સાંભળી શકે.

૮૧ ઈમામે બીજી સલામમાં પહેલી સલામ કરતાં ઓછો અવાજ કરવો.

૮૨ ઈમામે સલામ ફેરવવામાં બન્ને તરફના મુક્તદીઓ અને ફરિશ્તાઓને સલામ કરવાનો દિલમાં ઈરાદો કરવો.

૮૩ મુક્તદીઓએ બન્ને તરફના મુક્તદીઓ અને ફરિશ્તાઓને સલામ કરવાનો દિલમાં ઈરાદો કરવો. જે તરફ ઈમામ હોય તે તરફ ઈમામને પણ સલામ કરવાનો દિલમાં ઇરાદો કરવો.

૮૪ ઈમામની પાછળના મુક્તદીઓએ બન્ને તરફ સલામ ફેરવવામાં ઈમામ તથા મુક્તદીઓ અને ફરિશ્તાઓને સલામ કરવાનો દિલમાં ઈરાદો કરવો.

૮૫ એકલા નમાઝ પઢનારે બન્ને તરફ સલામ

ફેરવવામાં માત્ર ફરિશ્તાઓને સલામ કરવાનો દિલમાં ઈરાદો કરવો.

૮૬ મુદરિક એટલે કે, બધી રકાતો મેળવનાર મુક્તદીએ ઇમામની સાથે સલામ ફેરવવી અને મસ્બૂક એટલે કે, જેની રકાતો ગઈ હોય તેવા મુક્તદીએ ઇમામે બન્ને તરફ સલામ ફેરવ્યા પછી ઉઠવું.

૮૭ સલામ ફેરવવામાં "અસ્સલામુ અલયકુમ વરહમ-તુલ્લાહ" પૂરું કહેવું.

૮૮ ઈમામે સલામ ફેરવ્યા પછી જમણી તરફ અથવા ડાબી તરફ અથવા પાછળ કોઈ મુક્તદી નમાઝમાં ન હોય તો મુક્તદીઓની તરફ મ્હોં કરીને બેસવું.

૮૯ ઈમામની સાથે જ મુક્તદીઓએ બધા અરકાનો અદા કરવા.

૯૦ ઈમામ તકબીરે તહરીમા કહેવા માટે અલ્લાહુ અકબર કહે તો ઈમામના 'ર' શબ્દ પર મુક્તદીની તકબીરે તહરીમાનો 'અ' શબ્દ મળવો જોઇએ.

## નમાઝના મુસ્તહબ્બાત

૧ નમાઝમાં બન્ને પગોની વચ્ચે ચાર આંગળીઓ બરાબર અંતર રાખવું.

૨ નમાઝમાં તકબીરે તહરીમા કહેતી વખતે બન્ને હાથ કાનો સુધી ઉઠાવવા માટે ચાદર વગેરે ઓઢી હોય તો તેમાંથી હાથ બહાર કાઢવા.

૩ સરદી વગેરે કારણોસર હાથોને બહાર કાઢવામાં તકલીફ હોય તો હાથોને બહાર કાઢવા મુસ્તહબ નથી.

૪ અવરતોએ તકબીરે તહરીમા કહેતી વખતે ખભાઓ સુધી હાથ ઉઠાવવા માટે ઓઢણીમાંથી હાથ બહાર કાઢવા નહિ; બલકે આખી નમાઝમાં હાથ ઓઢણીમાં ઢંકાયેલા રાખવા.

૫ એકલા નમાઝ પઢનારે રુકૂઅ-સિજદાની તસ્બીહો ત્રણથી વધુ વખત–પાંચ અથવા સાત અથવા નવ વખત કહેવી.

૬ નમાઝમાં ઊભા રહેવાની હાલતમાં સિજદો કરવાની જગ્યા પર નજર રાખવી.

૭ નમાઝમાં રુકૂઅની હાલતમાં પોતાના બન્નેવ પગોની પીઠ પર નજર રાખવી.

૮ નમાઝમાં સિજદાની હાલતમાં નાકની અણી પર નજર રાખવી.

૯ નમાઝમાં જલસા અને કા'દાની હાલતમાં પોતાના ખોળા પર નજર રાખવી.

૧૦ નમાઝની સલામ જમણી તરફ ફેરવતી વખતે જમણા ખભા પર અને ડાબી તરફ સલામ ફેરવતી

વખતે ડાબા ખભા પર નજર રાખવી.

૧૧ નમાઝમાં બગાસું આવે તો તેને રોકવા માટે નીચેના હોઠને દાંતોથી પકડી રાખવો, છતાં ન રોકાય તો ડાબા હાથની પીઠથી મ્હોંને બંધ રાખવું.

(૧૨) મ્હોંને નમાઝમાં જરૂરત વગર ઢાંકવું મકરૂહ છે. માટે જેમ બને તેમ મ્હોં ઢાંક્યા વગર બગાસાને જ રોકવાની કોશિશ કરવી જોઈએ.

૧૩ નમાઝની બહાર બગાસું આવે ત્યારે ડાબા હાથની પીઠથી મ્હોંને ઢાંકવું જોઈએ.

(૧૪) નમાઝમાં યથાશક્તિ ખાંસીને રોકવી જોઇએ.

૧૫ નમાઝમાં અકારણ ખાંસી ખાવામાં હરફો–અક્ષરો જેવું ઉત્પન્ન થવાથી નમાઝ તૂટી જશે. માટે ખાંસવાથી યથાશક્તિ બચવું જોઇએ.

૧૬ ઈમામ ઈકામત પૂરી થયા પછી નમાઝ શરૂ કરવા માટે તકબીરે તહરીમા કહેવાનું શરૂ કરવું.

(૧૭) બન્નેવ સિજદાઓની વચ્ચે જલસામાં દુઆએ મગફિરત પઢવી. મગફિરતની લાંબી દુઆ ન આવડે તો "રબ્બિગ્ફિરલી" ત્રણ વખત પઢીને બીજા સિજદામાં જવું.

૧૮ નમાઝના દરેક કા'દામાં બધા અત્તહિય્યાતોમાંથી નીચેનું અત્તહિય્યાત પઢવું :

અત્તહિય્યાતુ લિલ્લાહિ વસ્સલવાતુ વત્તય્યિબાતુ

અસ્સલામુ અલય-ક અય્યુહન્નબિય્યુ વ રહમતુલ્લાહિ વ-બરકાતુહૂ અસ્સલામુ અલયના વ અલા ઇબા-દિલ્લાહિસ્સાલિહીન, અશ્હદુ અં લ્લા ઇલા-હ ઇલ્લલ્લાહુ વ અશ્હદુ અન્ન મુહમ્મદન્ અબ્દુહૂ વ રસૂલુહ.

૧૯ વિત્રની ત્રીજી રકા'તમાં બધા કુનૂતોમાંથી આ દુઆએ કુનૂત પઢવું :

અલ્લાહુમ્મ ઈન્ના નસ્તઇનુ-ક વ નસ્તગ્ફિરુ-ક વ નુઅમિનુબિ-ક વ નતવક્કલુ અલયક........

૨૦ નમાઝ પઢનાર માણસને નમાઝના ફરાઇઝ, વાજિ-બાત, સુન્નતો, મુસ્તહબ્બાત અને આદાબની સંખ્યાની ખબર ન હોય તો તેની નમાઝમાં કંઈ પણ વાંધો આવતો નથી.

# નમાઝમાં અવરતોના મખ્સૂસ મસાઈલ

૧ અવરતોએ નમાઝના કિયામ–ઊભા રહેવામાં બન્નેવ પગ મેળવીને રાખવા જોઇએ.

૨ અવરતોએ નમાઝના રુકૂઅ અને સિજદાઓમાં પગોની ઘૂંટીઓ મેળવીને રાખવી જોઇએ.

૩ અવરતોએ ઠંડી હોય કે ન હોય–બન્ને સૂરતોમાં નમાઝમાં ખભા સુધી હાથ ઉઠાવવા માટે ઓઢણીમાં જ

ઢાંકેલા રાખીને હાથ ઉઠાવવા જોઈએ.

૪ અવરતોએ નમાઝમાં તકબીરે તહરીમા કહેતી વખતે ખભા સુધી હાથ ઉઠાવવા જોઈએ.

૫ અવરતોએ તકબીરે તહરીમા કહીને બન્નેવ હાથ છાતી ઉપર સ્તનની નીચે મૂકવા જોઈએ.

૬ અવરતોએ નમાઝમાં માત્ર જમણી હથેળીને ડાબી હથેળી ઉપર મૂકી આપવી જોઈએ. હલકો બનાવીને ડાબા કાંડાને પકડવાની જરૂર નથી.

૭ અવરતોએ રુકૂઅમાં વધારે ઝુકવું જોઈએ નહિ. માત્ર બન્નેવ હાથ ઘૂંટણો સુધી પહોંચી જાય એટલું જ ઝુકવું જોઈએ.

૮ અવરતોએ રુકૂઅમાં હાથોની આંગળીઓને ખોલ્યા વગર મેળવીને ઘૂંટણો ઉપર મૂકવી જોઈએ.

૯ અવરતોએ રુકૂઅમાં પોતાના હાથો ઉપર ટેકો આપવા જેટલું જોર આપવું જોઈએ નહિ.

૧૦ અવરતોએ રુકૂઅમાં પોતાના બન્નેવ હાથ પોતાના બન્નેવ ઘૂંટણો ઉપર માત્ર મૂકી આપવા જોઈએ, ઘૂંટણોને પકડવા જોઈએ નહિ.

૧૧ અવરતોએ રુકૂઅમાં પોતાના ઘૂંટણોને સીધા કરવા નહિ; બલકે તેને ઝુકાવેલા રાખવા જોઈએ.

૧૨ અવરતોએ રુકૂઅમાં પોતાની બન્નેવ કોણીઓને પોતાના બન્નેવ પેહલૂઓ-કૂખ સાથે મેળવીને રાખવી જોઈએ.

૧૩ અવરતોએ સિજદાઓમાં પોતાની બન્નેવ કોણીઓને જમીન પર બિછાવી દેવી જોઈએ.

૧૪ અવરતોએ સિજદાઓમાં પોતાના બન્નેવ પગોને આંગળીઓના ટેકે ઊભા રાખવા જોઈએ નહિ.

૧૫ અવરતોએ સિજદાઓમાં પોતાના બન્નેવ પગોને જમણી તરફ કાઢવા જોઈએ.

૧૬ અવરતોએ સુરીનો પર બેસીને ખૂબ સંકોચાઈ અને દબાઈને સુરીનો ઉંચક્યા વગર સિજદાઓ કરવા જોઈએ.

૧૭ અવરતોએ સિજદાઓમાં પેટને પોતાની બન્નેવ જાંઘો સાથે મિલાવી દઈને પેટને જાંઘો ઉપર ખૂબ બિછાવી આપવું જોઈએ.

૧૮ અવરતોએ સિજદાઓમાં પોતાના બન્નેવ બાઝૂઓને પોતાના બન્નેવ પેહલૂઓની સાથે પુષ્કળ મિલાવી દઈ ખૂબ દબાઈને સિજદા કરવા જોઈએ.

૧૯ અવરતોએ નમાઝના જલસા અને કા'દાઓમાં બેસતી વખતે પોતાના બન્નેવ પગોને જમણી તરફ કાઢીને ડાબી સુરીન પર બેસવું જોઈએ.

૨૦ અવરતોએ અત્તહિય્યાતમાં બેસતી વખતે ડાબી સુરીનને જમીન પર મૂકવી જોઈએ, પગ પર મૂકવી જોઈએ નહિ.

૨૧ અવરતોએ અત્તહિય્યાતમાં બેસતી વખતે બન્ને હાથોની આંગળીઓને મિલાવીને રાખવી જોઈએ.

(૨૨) અવરતોની નમાઝના સામેથી કોઈ પસાર થતું હોય તો પુરુષોના માફક "સુબ્હાનલ્લાહ" બોલવું નહિ; બલકે જમણા હાથની આંગળીઓની પીઠને ડાબા હાથની હથેળી પર મારીને સામેથી પસાર થનારને અટકાવવું જોઈએ.

(૨૩) અવરતોએ મર્દોની ઇમામત કરવી જોઈએ નહિ. જો અવરત પુરુષોની ઇમામત કરશે તો નમાઝ અદા થશે નહિ.

(૨૪) અવરતે અવરતોની ઈમામત કરવાથી જો કે નમાઝ તો અદા થઈ જશે; પરંતુ એ નમાઝ મકરૂહે તહરીમી થશે.

૨૫ અવરતોએ જમાઅતથી નમાઝ પઢવી વાજિબ નથી.

(૨૬) પુરુષોએ જમાઅતથી નમાઝ પઢવી વાજિબ છે.

(૨૭) અવરતોએ જમાઅતમાં હાજર થવું મકરૂહ છે.

૨૮ પોતાના ઘરમાં પુરુષોની જમાઅતમાં અવરતો શરીક થાય તો અવરતોએ પુરુષોની પાછળ ઊભા રહેવું જોઈએ.

(૨૯) અવરતોના ઝિમ્મે જુમ્અહની નમાઝ ફર્ઝ નથી.

૩૦ અવરતોએ જુમ્અહના દિવસે જુમ્અહના ટાઈમમાં ઝોહરની નમાઝ પઢવી જોઇએ.

(૩૧) અવરતોના ઝિમ્મે ઈદુલ ફિત્ર તથા ઇદુલ અદહા બન્ને ઈદોની નમાઝ વાજિબ નથી .

૩૨ અવરતોના ઝિમ્મે તશરીકના દિવસોમાં ફર્ઝ નમાઝો પછી તકબીરે તશરીક પઢવું વાજિબ નથી.

૩૩ અવરતોએ ફજરની નમાઝ શરૂ વખતના અંધારામાં જ પઢી લેવી મુસ્તહબ છે.

૩૪ અવરતોએ કોઇ પણ નમાઝમાં કુર્આન શરીફ અવાજથી પઢવું જાઈઝ નથી.

૩૫ અવરતો જો નમાઝમાં કુર્આન શરીફ જોરથી પઢશે તો નમાઝ તૂટી જશે.

૩૬ અવરતોનો અવાઝ સતર ગણાય છે. એટલા માટે અવરતોએ પોતાના અવાઝને છૂપાવવો જરૂરી છે.

૩૭ અવરતોએ અઝાન પઢવી જાઇઝ નથી.

૩૮ અવરતોએ મસ્જિદમાં એ'તેકાફ કરવો જાઈઝ નથી.

૩૯ અવરતોએ નમાઝો પોતાના ઘરમાં એકાંતની જગ્યામાં પઢવી જોઈએ.

૪૦ અવરતોએ નમાઝો પઢવામાં પોતાનો ચહેરો અને પગના પંજાઓ સિવાય આખું શરીર ઢાંકવું ફર્ઝ છે.

૪૧ અવરતોએ નમાઝો પઢવામાં પોતાના વાળ ઢાંકવા ફર્ઝ છે.

# અવરતોના મખ્સૂસ મસાઇલ

૧ અવરતોને આગળની શર્મગાહ વાટે બચ્ચાદાની–ગર્ભાશયમાંથી જે લોહી વિલાદત–પેદાઇશ અથવા

બીમારીના કારણ વગર દરેક મહિનામાં આવે તેને હૈઝ કહે છે.

૨ અવરતોને દર મહિને હૈઝ આવે ત્યારે હમબિસ્તર થવું હરામ છે. જો હૈઝની હાલતમાં હમબિસ્તર થશે તો અવરત તથા મર્દ બન્ને ભયંકર ગુનેહગાર થશે.

૩ અવરતોને દર મહિને હૈઝ આવે ત્યારે અવરતોના ઝિમ્મેથી તે દિવસોની નમાઝો માફ થઈ જાય છે.

૪ હૈઝની હાલતમાં રોઝા રાખવા હરામ છે, પરંતુ રમઝાનના જેટલા રોઝા હૈઝની હાલતમાં છૂટે તેટલા રોઝાની કઝા કરવી ફર્ઝ છે.

૫ હૈઝની હાલતમાં કુર્આન શરીફ પકડવું તેમજ કુર્આન શરીફની તિલાવત કરવી હરામ છે.

૬ હૈઝની હાલતમાં કા'બા શરીફનો તવાફ કરવો હરામ છે.

૭ અવરતોને હૈઝના દિવસો સિવાય કોઈ ગરમ દવા લેવાને કારણે આગળના માર્ગેથી લોહી આવે તો તે હૈઝ ગણાશે નહિ.

૮ અવરતોને એક હૈઝ બંધ થયા પછી જો પંદર દિવસોની અંદર આગળના રસ્તેથી લોહી આવે તો તે હૈઝ ગણાશે નહિ.

૯ અવરતોને નવ વર્ષની ઉંમર થવા પહેલાં જો આગળના રસ્તેથી લોહી આવે તો તે હૈઝ ગણાશે નહિ.

૧૦ અવરતોને નવ વર્ષની ઉંમર થયા પછી જો આગળના રસ્તેથી લોહી આવે તો તે હૈઝ ગણાશે.

૧૧ અવરતોને પંચાવન વર્ષની ઉંમર થયા પછી જો આગળના રસ્તેથી લોહી આવે તો તે હૈઝ ગણાશે નહિ.

૧૨ અવરતોને ઊંઘમાંથી ઉઠયા પછી લોહીની અસર દેખાય તો હૈઝ ગણાશે. જો ઈશાનો ટાઈમ હોય તો ગુસલ કરીને ઈશાની નમાઝ પઢવી પડશે.

૧૩ હૈઝવાળી અવરતોને ઊંઘમાંથી ઉઠયા પછી હૈઝની અસર ન દેખાય તો સૂવાના ટાઈમથી જ પાક ગણાશે. માટે જો ઈશાની નમાઝનો ટાઈમ હોય તો ગુસલ કરીને ઇશાની નમાઝ અદા પઢવી પડશે અને જો ઈશાનો ટાઈમ પૂરો થઈ ગયો હોય તો ઈશાની નમાઝ કઝા પઢવી પડશે.

૧૪ હૈઝના લોહીનો રંગ કાળો, લાલ, પીળો, લાલ મિશ્રિત કાળો, લીલો, મટિયાળો–આ છ રંગોમાંથી કોઈ પણ રંગનું હૈઝનું લોહી હોય છે.

૧૫ સફેદ રંગનું પાણી આગળના રસ્તેથી આવે તો તે હૈઝ ગણાશે નહિ.

૧૬ ગાદ્દી મૂકેલી હોય અને તે લીલી હોય ત્યારે સફેદ હોય; ભલે તે સૂકાયા પછી પીળી પડી જાય તો એ હૈઝ ગણાશે નહિ; બલકે હૈઝ બંધ થયેલી ગણાશે.

૧૭ ગાદ્દી મૂકેલી હોય અને તે લીલી હોય ત્યારે લાલ અથવા પીળી જણાઈ અને સૂકાઈ ગયા પછી સફેદ થઈ ગઈ તો એ હૈઝ ગણાશે.

૧૮ હૈઝની ઓછામાં ઓછી મુદ્દત બોતેર કલાકની છે.

૧૯ અવરતોને આગળથી લોહી આવીને જો બોતેર (૭૨) કલાકની અંદર બંધ થઈ જાય તો એ હૈઝ ગણાશે નહિ.

૨૦. હૈઝની વધુથી વધુ મુદ્દત બસો ચાળીસ (૨૪૦) કલાક છે.

૨૧ અવરતોને જો આગલી શર્મગાહ વાટે બસો ચાળીસ કલાકથી વધુ ટાઈમ લોહી આવે તો બસો ચાળીસ કલાક પછીથી હૈઝ ગણાશે નહિ.

૨૨ અવરતોને આવતું લોહી હૈઝ ત્યારે જ લેખાશે, જ્યારે કે, બચ્ચાદાનીમાં હમલ ન રહ્યો હોય— ગર્ભાધાન ન થયું હોય. જો હમલ હોય અને આગળથી લોહી આવે તો તે હૈઝ લેખાશે નહિ.

૨૩ એક હૈઝ બંધ થાય અને બીજું હૈઝ પંદર દિવસ અને પંદર રાતો પછી આવે તો એ હૈઝ ગણાશે.

૨૪ એક હૈઝ બંધ થયા પછી બીજું લોહી પંદર દિવસ અને પંદર રાતોની અંદર આવી જાય તો એ હૈઝ ગણાશે નહિ.

૨૫ એક હૈઝથી બીજી હૈઝની વચ્ચે ત્રણસો સાઠ

(૩૬૦) કલાક લોહી વગરના હોવા જરૂરી છે, જે પાકીના દિવસો ગણાય છે.

૨૬ એક હૈઝ બંધ થયા પછી ત્રણસો સાઠ કલાકો પહેલાં જો લોહી આવે તો એ હૈઝ ગણાશે નહિ.

૨૭ જે લોહી શરીઅતની દૃષ્ટિએ હૈઝ ન ગણાય તે લોહી ઈસ્તિહાઝા એટલે કે, બીમારીનું લોહી ગણાશે.

૨૮ ઈસ્તિહાઝા–બીમારીનું લોહી આવવાના સમયમાં અવરતોએ દરેક વખતની નમાઝોને તેના વખતમાં જ પઢતાં રહેવું ફર્ઝ છે.

૨૯ અવરતોના શિરે બીમારીનું લોહી આવવાના સમયમાં નમાઝો માફ નથી.

૩૦ અવરતોને એક હૈઝ પછી જેટલા મહિનાઓ સુધી હૈઝ નહિ આવે તો બધા જ મહિનાઓ પાકીના ગણાશે.

૩૧ કોઇ અવરતને હૈઝ બંધ થયા પછી પાંચ વર્ષ સુધી હૈઝ ન આવે તો પાંચેવ વર્ષની નમાઝો તેના ઝિમ્મે ફર્ઝ છે.

૩૨ હૈઝ બંધ થયા પછી ગમે તેટલા મહિનાઓ કે વર્ષો સુધી હૈઝ ન આવ્યું તો એ દરમિયાન આવતા રમઝાન માસના રોઝા રમઝાન શરીફમાં જ રાખવા ફર્ઝ છે.

૩૩ જે અવરતને ત્રણ દિવસ સુધી હૈઝ આવવાની

આદત હોય તો ત્રણ દિવસ પછી તે અવરત પર નમાઝો ફર્ઝ છે.

૩૪ જે અવરતને ચાર દિવસ સુધી હૈઝ આવવાની આદત હોય તો તેના ઝિમ્મે ચાર દિવસ પછી નમાઝો ફર્ઝ છે.

૩૫ જે અવરતને પાંચ દિવસ સુધી હૈઝ આવવાની આદત હોય તો તેના ઝિમ્મે પાંચ દિવસ પછી નમાઝો ફર્ઝ છે.

૩૬ સારાંશ કે, જે અવરતને જેટલા દિવસ સુધી હૈઝ આવવાની આદત હોય તેટલા દિવસ પછી તેના ઝિમ્મે નમાઝો ફર્ઝ છે.

૩૭ કોઇ અવરતને ત્રણ દિવસ હૈઝ આવ્યું અને વચમાં ચાર દિવસ બંધ રહી, ફરી ત્રણ દિવસ લોહી આવ્યું તો એ અવરતના પૂરા દસ દિવસ હૈઝના ગણાશે.

૩૮ કોઈ અવરતને પાંચ દિવસ હૈઝ આવ્યું અને વચમાં બે દિવસ રહી, ત્રણ દિવસ લોહી આવ્યું તો એ અવરતના પૂરા દિવસ હૈઝના ગણાશે.

૩૯ ત્રણ દિવસથી ઓછા ટાઈમમાં એટલે કે બોતેર કલાકની અંદર જે લોહી આવે તેને ઈસ્તિહાઝા (બીમારીનું ખૂન) કહેવામાં આવે છે.

દસ દિવસથી વધારે (૨૪૦ કલાકથી વધુ) ટાઈમ

જે લોહી આવે તો બસો ચાળીસથી ઉપરના ટાઈમના લોહીને ઈસ્તિહાઝા (બીમારીનું ખૂન) કહેવામાં આવે છે.

૪૧ અવરતોએ બીમારીનું ખૂન આવવાના સમયમાં નમાઝો સમયસર પઢવી ફર્ઝ છે.

૪૨ અવરતોએ ઈસ્તિહાઝાની હાલતમાં દરેક વખતની નમાઝ માટે વુઝૂ હોવા છતાં નવું વુઝૂ કરવું જરૂરી છે.

૪૩ અવરતોએ ઈસ્તિહાઝાની હાલતમાં રોઝા રાખવા જાઈઝ છે.

૪૪ અવરતોએ ઈસ્તિહાઝાની હાલતમાં કુર્આન શરીફ પઢવું જાઈઝ છે.

૪૫ અવરતોએ ઈસ્તિહાઝાની હાલતમાં કા'બા શરીફનો તવાફ કરવો જાઈઝ છે.

૪૬ અવરતોને બાળક અવતર્યા પછી જે લોહી આવે છે તેને "નિફાસ" કહે છે.

૪૭ નિફાસનું લોહી આવવાનો ઓછામાં ઓછો ટાઈમ નક્કી નથી.

૪૮ નિફાસનું લોહી આવવાનો વધુથી વધુ ટાઈમ ચાળીસ દિવસનો છે.

૪૯ અવરતોને બાળકના જન્મ પછી ચાળીસ દિવસથી વધુ જો લોહી આવે તો તે ચાળીસ દિવસથી

ઉપરના ટાઈમના લોહીને "ઈસ્તિહાઝા" એટલે કે બીમારીનું લોહી કહેવામાં આવે છે.

૫૦ અવરતોએ નિફાસનું લોહી બંધ થયા પછી ગુસલ કરવું ફર્ઝ છે.

૫૧ અવરતો પર નિફાસની હાલતમાં નમાઝો માફ છે.

૫૨ નિફાસની હાલતમાં રોઝા રાખવા હરામ છે.

૫૩ નિફાસના કારણે જો રમઝાન શરીફના રોઝા છૂટે તો અવરતોએ તે રોઝાઓની કઝા કરવી ફર્ઝ છે.

૫૪ અવરતોએ નિફાસની હાલતમાં કુર્આન શરીફ પઢવું હરામ છે.

૫૫ અવરતોએ નિફાસની હાલતમાં કા'બા શરીફનો તવાફ કરવો હરામ છે.

૫૬ અવરતોએ નિફાસની હાલતમાં કુર્આન શરીફને પકડવું હરામ છે.

૫૭ અવરતો પર હૈઝ અને નિફાસની હાલતમાં સિજદાની આયતો સાંભળવાથી તિલાવતના સિજદા વાજિબ થતા નથી.

૫૮ અવરતોને નિફાસનું લોહી ચાળીસ દિવસોથી પહેલાં જ્યારે પણ બંધ થઈ જાય ત્યારે ગુસલ કરીને દરેક નમાઝો સમયસર પઢવી ફર્ઝ છે.

૫૯ અવરતોને નિફાસનું લોહી ચાળીસ દિવસોથી પહેલાં જ્યારે પણ બંધ થઈ જાય તો ગુસલ કર્યા પછી

તે પાક જ ગણાય છે.

૬૦ અવરતો નિફાસનું લોહી ચાળીસ દિવસોથી પહેલાં બંધ થઇ જવા છતાં ગુસલ કરીને જો સમયસર નમાઝો અદા નહિ કરે તો ભારે ગુનેહગાર થશે.

૬૧ અવરતોને બાળક જન્મ્યા પછી જો કદાચ લોહી ન આવે તો પણ ગુસલ કરવું ફર્ઝ છે.

# ઇસ્તિહાઝાનું લોહી

૧ અવરતોને ત્રણ દિવસ કરતાં ઓછું અથવા દસ દિવસ કરતાં વધુ લોહી આવે તો તે ઇસ્તિહાઝા કહેવાય.

૨ અવરતોને નિફાસનું લોહી ચાળીસ દિવસ કરતાં વધારે આવે તો તે વધારાનું લોહી ઇસ્તિહાઝા કહેવાય.

૩ અવરતોને હૈઝનું લોહી તેમની કાયમી આદતથી વધીને જો દસ દિવસથી પણ વધી જાય તો તે કાયમી આદત પછીનું લોહી ઇસ્તિહાઝા કહેવાય.

૪ અવરતોને નિફાસનું લોહી તેમની કાયમી આદતથી વધીને જો ચાળીસ દિવસથી પણ વધી જાય તો તે કાયમી આદત પછીનું લોહી ઇસ્તિહાઝા કહેવાય.

૫ હમલવાળી અવરતને ગમે તેટલા દિવસો સુધી લોહી આવે તો તે બધું લોહી ઈસ્તિહાઝા કહેવાય.

૬ નવ વર્ષથી નાની છોકરીને લોહી આવે તો તે ઈસ્તિહાઝા કહેવાય.

૭ પંચાવન વર્ષથી મોટી ઉંમરવાળી અવરતને લાલ અથવા કાળા રંગ સિવાય ગમે તે રંગનું લોહી આવે તો તે ઈસ્તિહાઝા કહેવાય.

૮ અવરતોને હૈઝ બંધ થયા પછી પંદર દિવસ પહેલાં ફરી વાર લોહી આવે તો તે ઈસ્તિહાઝા કહેવાય.

૯ અવરતોને ચાળીસ દિવસો સુધી નિફાસનું લોહી આવીને બંધ થયા પછી પંદર દિવસ પહેલાં ફરી વાર લોહી આવે તો તે ઈસ્તિહાઝા કહેવાય.

૧૦ અવરતોને જો પાછળના રસ્તેથી (મળદ્વારેથી) લોહી આવે તો તે ઈસ્તિહાઝા કહેવાય.

૧૧ અવરતોને બાળકનો જન્મ થતી વખતે બાળક જન્મ્યા પહેલાં લોહી આવે તો તે ઈસ્તિહાઝા કહેવાય.

૧૨ અવરતને બાલિગ થતાં પ્રથમ વાર હૈઝનું જે લોહી આવ્યું તે જો કદાચ બંધ ન થાય તો દસ દિવસો હૈઝના અને વીસ દિવસો ઈસ્તિહાઝા કહેવાય.

૧૩ અવરતને પ્રથમ વાર બાળક જન્મ્યા પછી જે લોહી જારી થયું, તે જો કદાચ બંધ ન થાય તો પ્રથમ ચાળીસ દિવસો નિફાસના અને ચાળીસ દિવસો પછી ઈસ્તિહાઝા કહેવાય.

૧૪ ઈસ્તિહાઝાના લોહીમાં બદબૂ હોતી નથી.

## સહવનાં સિજદા વાજિબ થવા માટેના ઉસૂલ

૧ નમાઝના વાજિબાતમાંથી કોઇ વાજિબ ભૂલથી છૂટી જવો.

૨ નમાઝના કોઈ વાજિબને તેની જગ્યાએ અદા કરવાને બદલે પાછળ અદા કરવો.

૩ નમાઝના કોઈ વાજિબને અદા કરવામાં ત્રણ વખત સુબ્હાનલ્લાહ પઢી શકાય એટલી વાર મોડું કરીને અદા કરવો.

૪ નમાઝના કોઈ વાજિબને ડબલ અદા કરવો.

૫ નમાઝના કોઈ વાજિબને અદા કરવામાં તેમાં ફેરફાર કરી નાખવો. દા. ત. જેહરી નમાઝમાં ઇમામે ધીમેથી પઢવું અને ધીમેથી પઢાતી નમાઝોમાં ઈમામે અવાજથી પઢવું.

૬ નમાઝના ફરાઈઝમાંથી કોઈ ફર્ઝને તેની જગ્યાએ અદા કરવાને બદલે તેમાં વહેલું યા મોડું કરવું.

૭ નમાઝના ફરાઈઝમાંથી કોઈ ફર્ઝને ડબલ વાર અદા કરવો.

# તિલાવતમાં સહ્વ કરવાથી સહ્વના સિજદા વાજિબ છે

૧ ફર્ઝ નમાઝોની પહેલી અથવા બીજી રકા'તમાં ભૂલથી બે વખત સૂરએ ફાતિહા પઢવી.

૨ ફર્ઝ નમાઝોની પહેલી અથવા બીજી રકા'તમાં એક વખત સૂરએ ફાતિહા પઢયા પછી ભૂલથી બીજી વાર સૂરએ ફાતિહાનો મોટો ભાગ પઢી નાખવો.

૩ ફર્ઝ નમાઝો સિવાય બીજી કોઇ પણ નમાઝની ગમે તે રકા'તમાં સૂરએ ફાતિહા ડબલ વાર પઢવી.

૪ ફર્ઝ નમાઝોની પહેલી અથવા બીજી રકા'તમાં સૂરએ ફાતિહા પઢવાનું ભૂલી જવું અને રુકૂઅમાં જતાં રહેવું.

૫ ફર્ઝ નમાઝ સિવાય બીજી કોઇ પણ નમાઝની કોઇ પણ રકા'તમાં સૂરએ ફાતિહા પઢવાનું ભૂલી જવું અને રુકૂઅમાં જતાં રહેવું.

૬ સૂરએ ફાતિહા અધી પઢીને અધી પઢવાનું ભૂલી જવું.

૭ ફર્ઝ નમાઝોની પહેલી અથવા બીજી રકા'તમાં સૂરએ ફાતિહા ભૂલથી રહી ગઈ અને બીજી સૂરત પઢવાનું શરૂ કરી દીધું, પછી યાદ આવતાં ફરીવાર સૂરએ ફાતિહા અને બીજી સૂરત પઢવી.

૮ નમાઝની પહેલી રકા'તમાં સૂરએ ફાતિહા પછી

ભૂલથી અત્તહિય્યાત પઢાઈ ગયું તો નમાઝની છેવટમાં સહ્વના સિજ્દા કરવા જોઈએ.

૯ ફર્ઝ નમાઝો સિવાય બીજી કોઈ પણ નમાઝની કોઈ પણ રકા'તમાં સૂરએ ફાતિહા ભૂલથી રહી ગઈ અને બીજી સૂરત શરૂ કરી દીધી. પછી યાદ આવતાં ફરીવાર સૂરએ ફાતિહા અને બીજી સૂરત પઢવુ.

૧૦ ફર્ઝ નમાઝોની પહેલી અથવા બીજી રકાતમાં યા ફર્ઝ નમાઝો સિવાય બીજી કોઈ પણ નમાઝની કોઈ પણ રકાતમાં સૂરએ ફાતિહા ભૂલથી રહી ગઈ અને બીજી કોઈ સૂરત પૂરી પઢી લીધા પછી યાદ આવતાં ફરીવાર સૂરએ ફાતિહા અને બીજી કોઈ સૂરત પઢવું.

૧૧ ફર્ઝ નમાઝોની પહેલી અથવા બીજી રકાતમાં યા ફર્ઝ નમાઝો સિવાય બીજી કોઈ પણ નમાઝની કોઈ પણ રકાતમાં સૂરએ ફાતિહા ભૂલથી રહી ગઈ અને બીજી કોઈ સૂરત પઢી રુકૂઅમાં ચાલ્યો ગયો. પછી યાદ આવતાં ઊભા થઈને ફરીવાર સૂરએ ફાતિહા અને બીજી કોઈ સૂરત પઢીને રુકૂઅમાં જવું.

૧૨ નમાઝમાં સૂરએ ફાતિહા પઢયા પછી ભૂલથી અત્તહિય્યાત પઢવું.

૧૩ ફર્ઝ નમાઝોની પહેલી અથવા બીજી રકાતમાં યા ફર્ઝ નમાઝો સિવાય દરેક નમાઝની દરેક રકાતમાં સૂરએ ફાતિહા પછી બીજી કોઈ સૂરતને પઢવાનું ભૂલી જવું અને રુકૂઅમાં જતા રહેવું.

૧૪ ફર્ઝ નમાઝની પહેલી અથવા બીજી રકાતમાં યા ફર્ઝ નમાઝો સિવાય બીજી કોઇ પણ નમાઝની કોઈ પણ રકાતમાં સૂરએ ફાતિહા અને બીજી સૂરત પઢવાનું ભૂલી જઈને રુકૂઅમાં ચાલ્યો ગયો. પછી યાદ આવતાં ઊભા થઈને સૂરએ ફાતિહા અને બીજી સૂરત પઢીને રુકૂઅમાં જવું.

૧૫ ફર્ઝ નમાઝોની પહેલી અથવા બીજી રકાતમાં સૂરએ ફાતિહા પઢીને મોટી એક આયત અથવા નાની ત્રણ આયતો પઢવાને બદલે ભૂલથી માત્ર નાની બે આયતો પઢીને રુકૂઅમાં જતાં રહેવું.

૧૬ ફર્ઝ નમાઝોની પહેલી અથવા બીજી રકાતમાં સૂરએ ફાતિહા પઢીને વિચારમાં પડી જવું અને બીજી સૂરત પઢવાનું ભૂલી જવું. ત્રણ વખત સુબ્હાનલ્લાહ પઢી શકાય એટલી વાર ચૂપ રહીને પછી યાદ આવતાં બીજી સૂરત પઢવી.

૧૭ ઈમામે જેહરી નમાઝોમાં ત્રણ વખત સુબ્હાનલ્લાહ કહી શકાય એટલી વાર અવાજ વગર સૂરએ

ફાતિહા પઢવી અને પછી યાદ આવતાં અવાજથી સૂરએ ફાતિહાને પઢવાનું શરૂ કરવું.

૧૮ ઈમામે સિર્રી નમાઝોમાં ત્રણ વખત સુબ્હાનલ્લાહ કહી શકાય એટલી વાર બલંદ અવાજથી પઢવું અને પછી યાદ આવતાં અવાજ વગર પઢવાનું શરૂ કરવું.

૧૯ ફર્ઝ નમાઝોની ત્રીજી અને ચોથી રકાતોમાં કુર્આન શરીફ પઢવું વાજિબ નથી. છતાં તેમાં ભૂલથી કુર્આન અવાજથી પઢાઈ જવું.

૨૦ નમાઝોમાં કુર્આન શરીફની મોટી એક આયત અથવા નાની ત્રણ આયતો પઢી લીધા પછી વિચારોમાં પડીને પઢવાનું ભૂલી જવું અને ત્રણ વખત સુબ્હાનલ્લાહ પઢી શકાય એટલી વાર ઊભા ઊભા વિચારો કરવું અને પછી યાદ આવતાં રુકૂઅમાં જવું.

૨૧ નમાઝોમાં સૂરએ ફાતિહા પઢી, બીજી સૂરત શરૂ કર્યા પછી ત્રણ વખત સુબ્હાનલ્લાહ પઢી શકાય એટલી વાર વિચારોમાં ખોવાઇ જવું અને પછી યાદ આવતાં કોઈ સૂરત પઢીને રુકૂઅમાં જવું.

૨૨ વિત્રની ત્રીજી રકાતમાં સૂરએ ફાતિહા પઢવાનું ભૂલી જવું.

૨૩ સુન્નતે મુઅક્કદા નમાઝોની ત્રીજી અથવા ચોથી રકાતમાં સૂરએ ફાતિહા પઢવાનું ભૂલી જવું.

૨૪ સુન્નતે ગેર મુઅક્કદા નમાઝોની ત્રીજી અથવા ચોથી રકા'તમાં સૂરએ ફાતિહા પઢવાનું ભૂલી જવું.

૨૫ નમાઝોમાં સૂરએ ફાતિહા અને બીજી સૂરત પઢીને રુકૂઅમાં જતાં પહેલાં ભૂલથી વિચારોમાં પડી ગયો અને ત્રણ વખત સુબ્હાનલ્લાહ પઢી શકાય એટલી વાર વિચારોમાં ખોવાઇ જઈને યાદ આવતાં પછી રુકૂઅમાં જવું.

૨૬ નમાઝમાં સિજદએ તિલાવતવાળી આયત પઢી નમાઝમાં જ સિજદએ તિલાવત કરવાનું ભૂલી ગયો અને થોડીકવારે યાદ આવતાં નમાઝમાં સિજદએ તિલાવત કરવો.

૨૭ તરાવીહમાં ઈમામે સૂરએ ફાતિહા તેમ જ કુર્આન શરીફની આયતો ભૂલથી અવાજ વગર-ધીમેથી પઢવી.

૨૮ રમઝાન શરીફમાં ઇમામે વિત્રની નમાઝમાં સૂરએ ફાતિહા તેમ જ બીજી કોઇ સૂરત ભૂલથી અવાજ વગર-ધીમેથી પઢવી.

# નમાઝનાં રુકૂઅ અને સિજદાઓમાં સહ્વ કરવાથી સિજદએ સહ્વ વાજિબ છે

૧ નમાઝમાં સૂરએ ફાતિહા અને બીજી સૂરત પઢી રુકૂઅમાં જવાને બદલે સિજદાઓમાં જતો રહ્યો તો બીજી રકાત પઢવાને બદલે પહેલી રકાતનો રુકૂઅ કરી, ફરી સિજદા કરીને બીજી રકાત શરૂ કરે અને છેવટમાં સહ્વના સિજદા કરવા.

૨ નમાઝમાં સૂરએ ફાતિહા અને બીજી સૂરત પઢી, રુકૂઅ કરવાને બદલે ભૂલથી સિજદાઓમાં જતો રહ્યો અને બીજી રકાતના રુકૂઅ પહેલાં યાદ આવે તો બીજી રકાતના રુકૂઅને પહેલી રકાતનો રુકૂઅ ગણીને નમાઝ પૂરી કરવી અને છેવટમાં સહ્વનાં સિજદા કરવા.

૩ નમાઝની દરેક રકાતમાં બે સિજદા ફર્ઝ છે. ભૂલથી એક સિજદો રહી ગયો તો યાદ આવે ત્યારે એક સિજદો કરી લેવો અને નમાઝ પૂરી કરવી અને છેવટમાં સહ્વના સિજદા કરી લેવા.

૪ નમાઝમાં બે સિજદા કર્યા છે કે એક સિજદો

કર્યો છે, એમાં શક ઊભો થઇ ગયો અને કોઈ એક બાબત નક્કી થતી નથી તો એક સિજદો કરી લેવો અને છેવટમાં સહ્વના સિજદા કરવા.

૫ નમાઝમાં રુકૂઅની જગ્યા પર સિજદા કર્યા અને પછી રુકૂઅ કર્યો તો નમાઝની છેવટમાં સહ્વના સિજદા કરવા જોઇએ.

૬ નમાઝમાં એક રુકૂઅના બદલે બે રુકૂઅ કર્યા તો નમાઝની છેવટમાં સહ્વના સિજદા કરવા જોઇએ.

૭ નમાઝમાં ઈમામે ભૂલથી ત્રીજો સિજદો કર્યો તો મુક્તદીઓએ ત્રીજો સિજદો કરવો નહિ; પરંતુ નમાઝના અંતે ઇમામ તથા મુક્તદીઓએ સહ્વના સિજદા કરવા જોઇએ.

૮ નમાઝમાં ઘણી એવી ભૂલો થઇ જેના કારણે સહ્વના સિજદા વાજિબ થાય છે, તો પણ નમાઝની છેવટમાં સહ્વનાં માત્ર બે સિજદા કરવા જોઈએ.

૯ મુસાફિર માણસે ઝોહરની બે રકાત ફર્ઝનો ઇરાદો કરી નમાઝ શરૂ કરી, સહ્વ થવાથી સહ્વના સિજદા કર્યા. પછી એણે થોભવાનો ઈરાદો કર્યો તો બીજી રકાત પઢી નમાઝના અંતે ફરીવાર સહ્વના સિજદા કરવા જોઈએ.

૧૦ નમાઝમાં સિજદએ તિલાવતની આયત પઢવાથી

તરત સિજદો કરવો વાજિબ છે. તેના બદલે તેને નમાઝના સિજદાઓની સાથે અદા કર્યો તો નમાઝની છેવટે સહ્વના સિજદા કરવા જોઈએ.

૧૧ નમાઝમાં રુકૂઅ કર્યા પછી કૌમહ કરવા માટે સીધા ઊભા થવાનું ભૂલથી રહી ગયું અને સિજદામાં ચાલ્યો ગયો તો નમાઝની છેવટમાં સહ્વના સિજદા કરવા જોઈએ.

૧૨ નમાઝના બે સિજદાઓની વચ્ચે બેસવું એટલે કે જલસો કરવો વાજિબ છે; પરંતુ એક સિજદો કરી બરાબર બેસવાને બદલે ભૂલથી બીજા સિજદામાં જતું રહેવાયું તો નમાઝની છેવટમાં સહ્વના સિજદા કરવા જોઈએ.

૧૩ નમાઝની પહેલી રકાતમાં સિજદએ તિલાવતની આયત પઢી અને સિજદો કરવાનું ભૂલી ગયો તો બીજી–ત્રીજી–ચોથી જે રકાતમાં યાદ આવે ત્યારે તિલાવતનો સિજદો કરવો અને નમાઝની છેવટમાં સહ્વના સિજદા કરવા જોઈએ.

૧૪ નમાઝમાં સિજદએ તિલાવતની આયત પઢવાથી તરત જ સિજદો કરવો વાજિબ છે. ત્રણ વખત સુબ્હાનલ્લાહ પઢી શકાય એટલું મોડું કરવામાં નમાઝના અંતે સહ્વના સિજદા કરવા જોઈએ.

# નમાઝની રકાતોમાં સહ્વ કરવાથી સહ્વનાં સિજદા વાજિબ છે

૧ નમાઝની એક રકાત પઢીને ત્રણ વખત સુબ્હાનલ્લાહ પઢી શકાય એટલીવાર ભૂલથી બેસી રહ્યા પછી યાદ આવતાં બીજી રકાત માટે ઉઠે તો નમાઝની છેવટમાં સહ્વનાં સિજદા કરવા જોઇએ.

૨ નમાઝની ત્રીજી રકાત પઢીને ત્રણ વખત સુબ્હાનલ્લાહ પઢી શકાય એટલી વાર ભૂલથી બેસી રહ્યા પછી યાદ આવતાં ચોથી રકાત માટે ઉઠે તો નમાઝના અંતે સહ્વના સિજદા કરવા જોઈએ.

૩ બે રકાતોવાળી નમાઝમાં કા'દો કરીને ભૂલથી ઉઠીને બીજી બે રકાતો પઢાઈ ગઈ તો નમાઝની છેવટમાં સહ્વના સિજદા કરવા જોઇએ.

૪ ચાર રકાતોવાળી નમાઝમાં કા'દએ અખીરહ કરીને ભૂલથી ઉઠીને બીજી બે રકાતો પઢાઈ ગઇ તો નમાઝની છેવટમાં સહ્વના સિજદા કરવા જોઈએ.

૫ વિત્રની નમાઝમાં બીજી અથવા ત્રીજી રકાત હોવામાં શક ઊભો થયો તો બે રકાતો પઢે અને બન્ને રકાતોમાં દુઆએ કુનૂત પઢે અને કા'દા કરે અને છેવટમાં સહ્વના સિજદા કરે.

૬ તરાવીહની નમાઝમાં બે રકાતો પઢીને કા'દો કર્યા વગર ભૂલથી બીજી બે રકાતો પઢી લીધી તો પહેલી બે રકાતો નફલ ગણાશે અને બીજી બે રકાતો તરાવીહ ગણાશે; પરંતુ નમાઝની છેવટે સહ્વના બે સિજદા કરવા જોઈએ.

# નમાઝના કા'દા અને અત્તહિય્યાતમાં સહ્વ કરવાથી સહ્વના સિજદા વાજિબ છે

૧ ફર્ઝ અથવા વાજિબ અથવા સુન્નતે મુઅક્કદા નમાઝોમાં પ્રથમ કા'દામાં અત્તહિય્યાત પછી ભૂલથી "અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદ" સુધી દુરૂદ શરીફ પઢાઈ ગયું તો ઊભા થઇને બે રકાતો પૂરી કરવી અને નમાઝની છેવટમાં સહ્વના સિજદા કરવા જોઈએ.

૨ નમાઝના કા'દાઓમાં અત્તહિય્યાત પઢવામાં અમુક ભાગ ભૂલથી છૂટી ગયો તો નમાઝની છેવટમાં સહ્વનાં સિજદા કરવા જોઇએ.

૩ ફર્ઝ, વાજિબ, સુન્નતે મુઅક્કદા નમાઝોની ચાર રકાતોમાં પહેલો કા'દો ભૂલથી છૂટી જાય તો

નમાઝની છેવટમાં સહ્‌વના સિજદા કરવા જોઈએ.

૪ બે રકાત સુન્નતે ગેર મુઅક્કદામાં અથવા બે રકાત નફલ નમાઝમાં બે રકાત પર કા'દો કરવાનું ભૂલી જઇ ચાર રકાતો પઢી લીધી તો નમાઝની છેવટમાં સહ્‌વના સિજદા કરવા જોઇએ.

૫ ચાર રકાતવાળી નમાઝના પહેલા કા'દામાં અત્તહિય્યાત ડબલ પઢવાથી નમાઝની છેવટમાં સહ્‌વના સિજદા કરવા જોઈએ.

૬ નમાઝના પહેલા કા'દામાં અત્તહિય્યાત પઢીને ત્રણ વખત સુબ્હાનલ્લાહ કહી શકાય એટલી વાર ચૂપચાપ બેઠો રહ્યો અને પછી ઉઠયો તો નમાઝની છેવટમાં સહ્‌વના સિજદા કરવા જોઈએ.

૭ નમાઝના પ્રથમ કા'દામાં જ ભૂલથી એક તરફથી અથવા બન્ને તરફ સલામ ફેરવાઇ ગઈ તો જો વાતચીત ન કરી હોય અને છાતી કિબ્લા તરફથી હટાવી ન હોય તો ઊભો થઇ બાકીની નમાઝ પૂરી કરે અને નમાઝની છેવટમાં સહ્‌વના સિજદા કરે.

૮ નમાઝનો પહેલો કા'દો ભૂલથી છૂટી ગયો અને છેલ્લા કા'દામાં સલામ ફેરવ્યા પહેલાં યાદ આવ્યું તો તે જ વખતે સહ્‌વનાં સિજદા કરીને

અત્તહિય્યાત, દુરૂદ શરીફ, દુઆ પઢીને સલામ ફેરવવી જોઈએ.

૯ ઈમામ પહેલો કા'દો કરવાનું ભૂલી ગયા. મુક્તદીઓએ લુકમો આપ્યો તો ઈમામે બેસવું ન જોઈએ; બલકે સુબ્હાનલ્લાહ કહીને મુક્તદીઓને પણ ઊભા કરી લેવા જોઈએ; પરંતુ ઇમામે એવું કર્યું નહિ અને બેસી ગયા તો એ સૂરતમાં નમાઝના અંતે સહ્‌વના સિજદા કરવા જોઈએ.

૧૦ ઇમામ પહેલો કા'દો કરવાનું ભૂલી ગયા અને ત્રીજી રકા'ત માટે ઊભા થઈ ગયા તો સીધા ઊભા થઇ ગયા પછી બેસવું જોઈએ નહિ અને નમાઝના અંતે સહ્‌વના સિજદા કરવા જોઈએ.

૧૧ નમાઝનો પહેલો કા'દો ભૂલથી છૂટી જાય અને ઘૂંટણો સીધા થઇ ગયા પછી બેસીને કા'દો કરવાથી અથવા ન બેસીને કા'દો છોડવાથી–આ બન્નેવ સૂરતોમાં નમાઝના અંતે સહ્‌વના સિજદા કરવા જોઈએ.

૧૨ તરાવીહમાં બે રકા'તો પઢીને ઈમામ ભૂલથી ઊભા થઈ ગયા તો ત્રીજી રકા'તના સિજદા પહેલાં યાદ આવવાથી બેસી જવું અને સહ્‌વના સિજદા કરવા.

૧૩ નમાઝના પહેલા કા'દામાં સૂઈ ગયો અને થોડીક વારે આંખ ખુલી એટલે ઊભો થઈ ગયો અને

બાકી રકા'તો પૂરી કરી તો નમાઝના અંતે સહ્‌વના સિજદા કરવા જોઈએ.

૧૪ નમાઝના છેલ્લા કા'દામાં અત્તહિય્યાત પઢવાનું ભૂલી જવાયું અને દુરૂદ શરીફ તથા દુઆ પઢી સલામ ફેરવવાનું શરૂ કરતાં યાદ આવ્યું તો અત્તહિય્યાત પઢીને સહ્‌વના સિજદા કરી, ફરી ત્યાર બાદ અત્તહિય્યાત, દુરૂદ શરીફ અને દુઆ પઢીને સલામ ફેરવવી જોઈએ.

૧૫ નમાઝના છેલ્લા કા'દામાં અત્તહિય્યાત પઢીને ભૂલથી ઊભા થઈ જવાયું તો જ્યારે યાદ આવે બેસી જવું અને પ્રથમ અત્તહિય્યાત પઢીને સહ્‌વના સિજદા કરવા અને ત્યાર બાદ અત્તહિય્યાત, દુરૂદ શરીફ અને દુઆ પઢીને સલામ ફેરવવી જોઈએ.

૧૬ નમાઝનો છેલ્લો કા'દો કરવાનું ભૂલી ગયો અને પાંચમી રકા'ત માટે ઊભા થઈ જવાયું તો પાંચમી રકા'તના સિજદા કરવા પહેલાં યાદ આવે તો બેસી જવું અને સહ્‌વના સિજદા કરવા જોઈએ.

૧૭ નમાઝમાં સહ્‌વ થવાથી સહ્‌વના સિજદા વાજિબ હતા; પરંતુ અત્તહિય્યાત પઢીને સહ્‌વના સિજદા કરવાનું ભૂલી જવાયું અને દુરૂદ શરીફ પઢયા પછી યાદ આવ્યું તો તરત જ સહ્‌વના સિજદા કરવા જોઇએ.

૧૮ મગરિબની નમાઝનો છેલ્લો કા'દો કરવાનું ભૂલી

જવાયું અને ચોથી રકા'ત માટે ઊભા થઇ જવાયું તો ચોથી રકા'તના સિજદા કરવા પહેલાં યાદ આવે તો તરત બેસી જવું અને સહ્વના સિજદા કરવા જોઇએ.

૧૯ ફર્ઝ નમાઝોની માફક વિત્રની નમાઝમાં પણ પહેલો કા'દો વાજિબ છે. માટે જો વિત્રની નમાઝમાં પહેલો કા'દો ભૂલથી છૂટી જાય તો નમાઝના અંતે સહ્વના સિજદા કરવા જોઇએ.

## કઈ કઈ સૂરતોમાં સહ્વના સિજદા વાજિબ નથી ?

૧ નમાઝમાં સૂરએ ફાતિહા પઢયા પછી બીજી જે સૂરત પઢવાનો ઇરાદો કર્યો હતો, તેના બદલે કોઇ બીજી સૂરત પઢી.

૨ નમાઝની પહેલી રકા'તમાં સૂરએ ફાતિહાના બદલે અત્તહિય્યાત પઢી લેવાયું.

૩ ઇમામ નમાઝમાં કોઇ આયતને અનેકવાર પઢતા રહ્યા, જેના કારણે બીજા રુકનની અદાયગીમાં મોડું થયું.

૪ ઈમામે નમાઝમાં કોઈ આયતને અનેકવાર પઢી અને મુક્તદી લુકમો આપતો રહ્યો. આ કારણે નમાઝના બીજા રુકનની અદાયગીમાં મોડું થયું.

૫ નમાઝમાં કુર્આન શરીફ પઢવામાં ભૂલ પડવાથી મુક્તદીએ ઈમામને લુકમો આપ્યો અને ઈમામે મુક્તદીના લુકમાને સ્વીકાર્યો.

૬ ફર્ઝ નમાઝોની ત્રીજી અથવા ચોથી રકા'તમાં ભૂલથી અથવા જાણીબૂઝીને સૂરએ ફાતિહા પછી બીજી કોઈ સૂરત પઢવી.

૭ ફર્ઝ નમાઝોની ત્રીજી અથવા ચોથી રકા'તમાં સૂરએ ફાતિહાને ન પઢવી.

૮ ઈમામે જહરી નમાઝોમાં એક-બે શબ્દો ભૂલથી આહિસ્તા પઢી જવું.

૯ ઈમામે સિર્રી નમાઝોમાં એક-બે શબ્દો અવાજથી પઢી જવું.

૧૦ એકલા નમાઝ પઢનારે ઝોહર અને અસરની નમાઝોમાં સૂરએ ફાતિહા અને બીજી કોઈ સૂરતને અવાજથી પઢવી.

૧૧ એકલા નમાઝ પઢનારે મગરિબ, ઇશા અને ફજરની નમાઝોમાં સૂરએ ફાતિહા અને બીજી કોઈ સૂરતને અવાજ વગર ધીમેથી પઢવી.

૧૨ નમાઝમાં કુર્આન શરીફની આયતો પઢવામાં વચમાંથી એક-બે આયતોનું છૂટી જવું.

૧૩ નમાઝમાં સૂરએ ફાતિહા પછી બીજી કોઈ મોટી આયત અથવા નાની ત્રણ આયતો પઢી લીધા

પછી ઈમામની ભૂલ થઈ અને તેને લુકમો મળ્યો નહિ, એટલે ઈમામે રુકૂઅમાં જતું રહેવું.

૧૪ ઈમામે નમાઝમાં સૂરએ ફાતિહા પઢી લીધી. પછી બીજી કોઇ સૂરત શરૂ કરી તેમાં ભૂલી ગયા અને ત્રણ વખત સુબ્હાનલ્લાહ કહી શકાય એનાથી ઓછો સમય વિચાર કર્યા પછી તરત પઢવાનું શરૂ કરી આપવું.

૧૫ નમાઝમાં સૂરએ ફાતિહા પછી બીજી સૂરતોને તરતીબ (ક્રમ) વિરુદ્ધ પઢવી.

૧૬ નમાઝમાં સૂરએ ફાતિહા પછી બીજી કોઈ સૂરતને પઢવામાં તરતીબ વિરુદ્ધ શરૂઆત કરી. પછી યાદ આવતાં તે સૂરતને પઢવાનું છોડી તરતીબવાળી કોઈ સૂરતને પઢવી.

૧૭ નમાઝમાં સૂરએ ફાતિહા પછી બીજી કોઈ સૂરતને પઢવાનું શરૂ કર્યું અને તેમાં ભૂલ જતાં ફરીવાર તે જ સૂરતને શરૂઆતથી પઢવાનું શરૂ કરવું.

૧૮ જો કોઈ માણસ ફર્ઝ નમાઝોની પાછલી બે રકાતોમાં કંઈ જ ન પઢે.

૧૯ નમાઝમાં સૂરએ ફાતિહા પઢીને બીજી કોઈ સૂરત પઢયા પછી ફરીવાર સૂરએ ફાતિહા પઢવી.

૨૦ નમાઝમાં સૂરએ અસ્ર પઢતાં પઢતાં સૂરએ વત્તીન પર જતું રહેવું.

૨૧ નમાઝમાં નાની એક જ સૂરતને વચમાં છોડીને બીજી કોઈ સૂરત પઢવી.

૨૨ ઈમામે પોતાના ખાસ માણસને જમાઅતમાં શરીક થઇ જવાના ઈરાદે પઢવામાં લંબાણ કરવું મકરૂહે તહરીમી છે; પરંતુ સહ્‌વના સિજ્દા વાજિબ નથી.

૨૩ નમાઝના રુકૂઅમાં સિજદાની તસ્બીહો અને સિજદામાં રુકૂઅની તસ્બીહો પઢવી.

૨૪ નમાઝમાં સહ્‌વ થયો; પરંતુ મસ્અલાની ખબર નથી કે સહ્‌વનાં સિજદા વાજિબ થાય છે કે નહિ તો સહ્‌વનાં સિજદા ન કરે.

૨૫ નમાઝમાં કોઇ વાજિબ છૂટી જવાનો માત્ર એક શક ઊભો થઈ જવો. વાજિબ છૂટવાની પાકી ખાત્રી નથી.

૨૬ સહ્‌વનાં સિજદા કરવા માટે જમણી તરફ સલામ ફેરવવાને બદલે ભૂલથી ડાબી તરફ સલામ ફેરવીને સહ્‌વના સિજદા કરવા.

૨૭ નમાઝમાં સહ્‌વ થવાથી સહ્‌વનાં સિજદા વાજિબ થયા; પરંતુ સહ્‌વનાં સિજદા કરવામાં જ સહ્‌વ થઈ જવો. એટલે કે, સહ્‌વનાં સિજદા કરવામાં જ ત્રણ વખત સુબ્હાનલ્લાહ કહી શકાય એટલી વાર વિચારોમાં પડી જવું.

૨૮ સલાતુત્તસ્બીહ (ની નમાઝ)માં રુકૂઅમાં સલાતુત્ત-સ્બીહની તસ્બીહ પઢવાનું ભૂલી જવાથી સિજદામાં

સલાતુત્તસ્બીહની તસ્બીહોને ડબલ પઢવી.

૨૯ સલાતુત્તસ્બીહની નમાઝમાં દરેક રુકનમાં જે જે સંખ્યા નક્કી છે તેમાં ફેરફાર કરીને સલાતુત્તસ્બીહ (ની નમાઝ) પઢવી.

૩૦ નમાઝમાં રુકૂઅ અથવા સિજદામાં ભૂલથી અત્તહિય્યાત પઢાઇ જવું.

૩૧ નમાઝની પહેલી રકાત પઢીને બીજી રકાત માટે ઉઠવાને બદલે ત્રણ વખત સુબ્હાનલ્લાહ પઢી શકાય એનાથી ઓછા ટાઈમ સુધી ભૂલમાં બેસી રહેવું અને પછી ઉઠવું.

૩૨ ફર્ઝ, વાજિબ, સુન્નતે મુઅક્કદા નમાઝોના પહેલા કા'દામાં ભૂલથી અત્તહિય્યાત પછી "અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન"થી ઓછું દુરૂદ શરીફ પઢાઈ જવું.

૩૩ નમાઝમાં સહ્વ થવાને કારણે સહ્વના સિજદા વાજિબ થયા તો સહ્વના સિજદા કર્યા પછી ભૂલથી અત્તહિય્યાતને બદલે સૂરએ ફાતિહા પઢાઈ જવી. સૂરએ ફાતિહા પછી ફરીથી અત્તહિય્યાત, દુરૂદ શરીફ, દુઆ પઢીને સલામ ફેરવવી જોઈએ.

૩૪ ચાર રકાત નફલમાં પહેલા કા'દામાં અત્તહિય્યાત પછી દુરૂદ શરીફ પઢાઈ જવું; બલકે નફલોના પ્રથમ કા'દામાં દુરૂદ શરીફ પઢીને જ ઉઠવું મુસ્તહબ છે.

૩૫ નમાઝના છેલ્લા કા'દામાં અત્તહિય્યાત ડબલ વાર પઢાઈ જવું.

૩૬ નમાઝનો પહેલો કા'દો કરવાનું ભૂલી જવાયું અને ઊભા થવા પહેલાં યાદ આવતાં બેસીને પહેલો કા'દો કરવો.

૩૭ નમાઝના છેલ્લા કા'દામાં અત્તહિય્યાત, દુરૂદ શરીફ અને દુઆ પઢીને સલામ ફેરવવા પહેલાં વિચારોમાં પડી જવાથી સલામ ફેરવવામાં મોડું થવું.

૩૮ ઈમામથી ઈદની નમાઝમાં કોઈ વાજિબનું ભૂલથી છૂટી જવું.

૩૯ ઇમામથી ઈદની નમાઝની વધારાની વાજિબ છ તકબીરો કરતાં એક તકબીર વધુ અથવા એક તકબીર ઓછી કહેવાય જવી.

૪૦ નમાઝમાં સના યા અઊઝુબિલ્લાહ....યા બિસ્મિલ્લાહ.... પઢવાનું ભૂલી જવું.

૪૧ સલાતુત્તસ્બીહમાં જે તસ્બીહ કિયામમાં પઢવાની હતી તે પઢવાની રહી ગઈ અને ભૂલથી રુકૂઅમાં જતું રહેવાયું અને તે કિયામની તસ્બીહને પણ રુકૂઅમાં પઢવી.

૪૨ નમાઝના રુકૂઅ અને સિજદાઓની તસ્બીહને બદલે બિસ્મિલ્લાહ પઢવી.

૪૩ નમાઝમાં કોઈ કારણસર અલ્લાહ અલ્લાહ કહેવાઈ ગયું.

૪૪ નમાઝમાં ઈલ્લલ્લાહની ઝર્બ લગાવાઈ ગઇ.

૪૫ નમાઝમાં અઊઝુ બિલ્લાહ.... અથવા બિસ્મિલ્લાહ.... અવાજથી પઢાઈ જવું.

૪૬ નમાઝમાં સૂરએ ફાતિહા પછી આમીન અવાજથી કહેવાઈ જવું.

૪૭ નમાઝમાં તસ્બીહો, અઝકાર, દુઆઓ, અત્તહિય્યાત અને દુરૂદ શરીફ બલંદ અવાજથી પઢાઈ જવું.

૪૮ જેની રકાતો ગઈ છે તે મસ્બૂક મુક્તદીથી ઈમામની સાથે છેલ્લા કા'દામાં અત્તહિય્યાત પઢયા પછી દુરૂદ શરીફ અને દુઆ પઢાઈ ગઇ.

# જે વસ્તુઓથી નમાઝ તૂટી જાય છે

૧ નમાઝમાં કુર્આન શરીફ પઢતાં પઢતાં ભૂલથી કોઇ આયતનો તર્જુમો પઢી લેવો.

૨ ઈમામની નમાઝમાં કોઈ પણ પ્રકારની ભૂલ પડતાં નમાઝથી બહારના માણસે લુકમો આપ્યો અને ઈમામે તે લુકમાને તરત લઈ લેવો.

૩ નમાઝમાં જન્નત-દોઝખના વર્ણન સિવાય ઉંહ ઉંહ કરીને કણસવું, ચીખવું, રડવું.

૪ નમાઝમાં "અલ્હમ્દુ"ને "અલ્હમ્દૂ" પઢવું એટલે કે, 'દુ'ને ખેંચવું.

૫ નમાઝમાં "લિલ્લાહિ" ને "લીલ્લાહી" પઢવું. એટલે કે, 'લિ' અને 'હિ'ને ખેંચીને પઢવું.

૬ નમાઝમાં "આદ્દૂન" ને "આદૂન" પઢવું. એટલે કે, "દ"ને તશદીદથી પઢવો.

૭ નમાઝમાં "યદુઅ્ઉલ યતીમ" ને "યદઉલ્યતીમ" પઢવું.

૮ નમાઝમાં "સબ્ત અઝાબ"ને સીનના બદલે સ્વાદથી પઢવું.

૯ નમાઝમાં "કસ્વરહ" ને સીનના બદલે સ્વાદથી પઢવું.

૧૦ નમાઝમાં "મદ્દૂતરતુંમ"ને દ્વાદના બદલે ઝે અથવા ઝોયથી પઢવું.

૧૧ નમાઝમાં "સિરાત"ને તોયના બદલે તે થી પઢવું.

૧૨ નમાઝમાં "રબ્બિલ આલમીન"ને રબ્બિને ડબલ વખત પઢવું.

૧૩ નમાઝમાં "માલિકિ યવ્મિદ્દીન"ને માલિકિને ડબલ વખત પઢવું.

૧૪ ઈમામ ચાર રકાતની નમાઝમાં છેલ્લો કા'દો કરીને પાંચમી રકાત માટે ભૂલથી ઊભા થઈ જાય તો જેમની રકાતો ગઈ છે તેવા મુક્તદીઓની નમાઝ તૂટી જશે.

૧૫ મુસાફિર ઈમામે ચાર રકાતવાળી નમાઝમાં "કસર" કરવાને બદલે ભૂલથી પહેલો કા'દો કરી, ઊભા થઈને બીજી બે રકાતો પઢી લીધી તો મુકીમ મુક્તદીઓની નમાઝ તૂટી જશે.

૧૬ નમાઝમાં સૂરએ ફાતિહા પછી "આમીન"ના બદલે "અમ્મિન" કહેવું.

૧૭ નમાઝમાં સૂરએ ફાતિહા પછી "આમીન"ના બદલે "અમીન" અથવા "આમ્મિન" કહેવું.

૧૮ નમાઝ પઢનારે બીજી–અલગ નમાઝ પઢનારની સૂરએ ફાતિહા પૂરી થવા પર "આમીન" કહેવું.

૧૯ નમાઝ પઢનારે નમાઝથી બહાર બીજા કોઇ માણસની દુઆ પર આમીન કહેવું.

૨૦ નમાઝમાં છીંક આવી. તેના ઉપર નમાઝથી બહારના માણસે "યરહમુકલ્લાહ" કહ્યું તો છીંકનાર નમાઝીનું તેના પર "આમીન" કહેવું.

૨૧ નમાઝ પઢનારે કોઈની છીંક સાંભળીને "યરહમુકલ્લાહ" કહેવું.

૨૨ નમાઝમાં ખુશીની ખબર સાંભળીને જવાબ રૂપે "અલ્હમ્દુ લિલ્લાહ" કહેવું.

૨૩ નમાઝમાં બુરી ખબર સાંભળીને "ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના...." જવાબ આપવાના ઇરાદે પઢવું.

૨૪ નમાઝ પઢનારે કોઈને કોઈ કામ કરાવવાના ઈરાદે

અથવા કોઈ કામથી રોકવાના ઈરાદે નમાઝમાં જોરથી "સુબ્હાનલ્લાહ" અથવા "લા ઈલા–હ ઈલ્લલ્લાહ" પઢવું.

૨૫ નમાઝની હાલતમાં "અલ્લાહ" શબ્દ સાંભળીને જવાબમાં "જલ્લ જલાલુહૂ" પઢવું.

૨૬ નમાઝમાં હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું નામ મુબારક સાંભળીને દુરૂદ શરીફ પઢવું.

૨૭ નમાઝમાં અઝાનનો જવાબ આપવો.

૨૮ નમાઝમાં શયતાનનું નામ સાંભળીને "લા'નતુલ્લાહિ અલયહિ" કહેવું.

૨૯ નમાઝમાં દુન્યવી વસવસાઓને કારણે "લા હૌલ વલા કુવ્વ-ત ઈલ્લા બિલ્લાહ" પઢવું.

૩૦ નમાઝમાં "સમિઅલ્લાહુ લિમન હમિદહ" સાંભળીને "રબ્બના લકલ હમ્દ"ના બદલે "રાબ્બના" બોલવું.

૩૧ નમાઝમાં "રબ્બના લકલ હમ્દ"ના બદલે "રબ્બના લકલ હામ્દ" બોલવું.

૩૨ નમાઝમાં "સુબ્હાન રબ્બિયલ અઝીમ"ને ઝોયના બદલે ઝેથી પઢવું.

૩૩ "સુબ્હાન રબ્બિયલ અઝીમ"માં ઝોય અને ઝેમાં ફર્ક થઈ શકતો ન હોય તો "સુબ્હાન રબ્બિયલ કરીમ" પઢવું જોઈએ.

૩૪ નમાઝમાં "સમિઅલ્લાહુ લિમન હમીદહ"માં લિમનને બદલે લિમલ પઢવું.

૩૫ જમાઅતમાં શરીક થવા માટે, જો ઇમામ રુકૂઅમાં ગયા હોય તો ઊભા રહીને તકબીરે તહરીમા કહીને પછી ઈમામ સાથે રુકૂઅમાં મળવું.

૩૬ જમાઅતમાં પાછળથી આવનાર મુક્તદી જો ઈમામને રુકૂઅમાં પકડવાની ઉતાવળમાં ઝુકતાં ઝુકતાં તકબીરે તહરીમા કહેશે તો નમાઝ અદા થશે નહિ.

૩૭ ઇમામે સલામ ફેરવવામાં "અસ્સલામુ" કહી આપ્યું હોય તો ઈમામ સાથે નમાઝમાં શરીક થવું નહિ; બલકે અલગ રીતે પોતાની તકબીરે તહરીમા કહીને નમાઝ શરૂ કરવી જોઇએ.

૩૮ નમાઝમાં બોલવું-નમાઝમાં સલામ કરવી.

૩૯ નમાઝમાં કોઇ આશ્ચર્યજનક વાત સાંભળીને જવાબમાં "સુબ્હાનલ્લાહ" પઢવું.

૪૦ નમાઝમાં ચાંદ જોઈને "રબ્બી વ રબ્બુકલ્લાહ" પઢવું.

૪૧ નમાઝમાં ઇમામે કુર્આન શરીફ સાંભળીને જવાબમાં "સ-દકલ્લાહુ વ સ-દક રસૂલુહુ" પઢવું.

૪૨ નમાઝમાં પોતાના ઈમામ સિવાય બીજાને લુકમો આપવો.

૪૩ હજ પઢનારે નમાઝમાં લબ્બૈક કહેવું.

૪૪ નમાઝમાં અઝાનના ઈરાદાથી અઝાનના કલિમાત બોલવા.

૪૫ નમાઝમાં વગર જરૂરતે ખાંસવું.

૪૬ નમાઝમાં જરૂરત વિના છીંકા કરવું અને તેમાં અવાજ કરવો.

૪૭ નમાઝમાં જરૂરત વગર બગાસાં ખાયા કરવા અને તેમાં અવાજ કરવો.

૪૮ નમાઝમાં સિજદાની જગ્યાને ઘણાં જ જોરથી ફૂંક મારીને સાફ કરવી.

૪૯ નમાઝમાં કૂતરા–બિલાડીને તગેડવા અવાજ કરવો.

૫૦ નમાઝમાં કોઈ જાનવરને હટાડવા અવાજ કરવો.

૫૧ નમાઝમાં કોઈ જાનવર અથવા પક્ષીને બોલાવવા અવાજ કરવો.

૫૨ નમાઝમાં અંદર જોઈને કુર્આન શરીફ પઢવું.

૫૩ નમાઝમાં નમાઝ સિવાયના બીજા કામમાં વધુ પડતું મશગૂલ રહેવું કે જોનારને એમ લાગે કે કદાચ આ માણસ નમાઝમાં નહિ હોય.

૫૪ બે હાથોથી થઈ શકે એવા કામોમાં નમાઝની હાલતમાં મશગૂલ રહેવું.

૫૫ નમાઝની હાલતમાં કફની યા ઈજાર પહેરવી.

૫૬ નમાઝની હાલતમાં પાઘડી બાંધવી.

૫૭ નમાઝની હાલતમાં નાના કામોને ત્રણ વખત કરવા.

૫૮ નમાઝની હાલતમાં માથા પરથી ટોપી ઉતારીને ખંજવાળવું.

૫૯ નમાઝની હાલતમાં મચ્છર અથવા જૂ મારવી.

૬૦ નમાઝની હાલતમાં બન્ને હાથ મ્હોં પર ફેરવવા.

૬૧ નમાઝની હાલતમાં જરૂરત વગર ચાલવું.

૬૨ નમાઝની હાલતમાં કોઈને તમાચો મારવો.

૬૩ નમાઝના એક જ રુકનમાં હાથ વડે ત્રણ વખત ખંજવાળવું.

૬૪ શબ્દો જાહેર થાય એ પ્રમાણે નમાઝમાં ત્રણ શબ્દો જેટલું લખાણ લખવું.

૬૫ નમાઝમાં માથાના વાળોનો ગુચ્છો બાંધવો.

૬૬ નમાઝમાં જાણીબૂઝીને અથવા ભૂલથી થોડું યા વધુ ખાવું-પીવું.

૬૭ નમાઝમાં બહારથી લઈને તલના દાણા જેટલી કોઈ પણ વસ્તુ ખાવી.

૬૮ નમાઝમાં બહારથી લઈને પાણીના એક ટીપા જેટલું કોઇ પણ પ્રવાહી પીવું.

૬૯ નમાઝમાં મોઢામાં ચોંટેલી કોઈ વસ્તુમાંથી તેને બહાર કાઢયા વગર ચણા જેટલી સાઇઝની કોઈ વસ્તુ ખાવી.

૭૦ મોઢામાં ચોંટેલી કોઈ વસ્તુ ભલે તે મોટી હોય કે નાની મોઢામાંથી બહાર કાઢીને નમાઝની હાલતમાં ખાવી.

૭૧ નમાઝમાં કોઇ વસ્તુને ચાવવી.

૭૨ મોઢામાં ચોકલેટ કે કોઈ મીઠી વસ્તુ મૂકીને નમાઝ પઢવી.

૭૩ નમાઝ સહીહ થવા માટેની શર્તોમાંથી કોઈ શર્તને અકારણ છોડવી.

૭૪ નમાઝના ફર્ઝોમાંથી કોઇ એક ફર્ઝને જાણીબૂઝીને અથવા ભૂલથી છોડવો.

૭૫ નમાઝ શરૂ કરતી વખતે તકબીરે તહરીમા ન કહેવી.

૭૬ ઊભા રહીને નમાઝ પઢવાની શક્તિ હોવા છતાં બેઠાં બેઠાં નમાઝ પઢવી.

૭૭ નમાઝમાં રુકૂઅને અદા ન કરવો.

૭૮ નમાઝમાં એક સિજદો ઓછો કરવો.

૭૯ નમાઝમાં કુર્આન શરીફ ન પઢવું.

૮૦ નમાઝમાં છેલ્લો કા'દો ન કરવો, અત્તહિય્યાત પઢી શકાય એટલી વાર ન બેસવું.

૮૧ નમાઝના વાજિબોમાંથી કોઇ એક વાજિબને જાણીબૂઝીને છોડી આપવો.

૮૨ ફર્ઝ નમાઝોની પહેલી બે રકાતોમાં જાણીબૂઝીને કુર્આન શરીફ ન પઢવું.

૮૩ ફર્ઝ નમાઝોની ત્રીજી અને ચોથી રકાતો સિવાય બીજી કોઈ નમાઝની કોઈ પણ રકાતમાં જાણીબૂઝીને સૂરએ ફાતિહા ન પઢવી.

૮૪ ફર્ઝ નમાઝોની પહેલી બે રકાતો અને દરેક નમાઝની દરેક રકાતોમાંથી કોઇ પણ એક રકાતમાં સૂરએ ફાતિહા પછી બીજી કોઇ સૂરતને જાણીબૂઝીને ન પઢવી.

૮૫ નમાઝમાં જાણીબૂઝીને સૂ. ફાતિહાને બીજી કોઈ સૂરત કરતાં પાછળ પઢવી.

૮૬ નમાઝમાં જાણીબૂઝીને કિર્અત, રુકૂઅ, સિજદા અને રકાતોમાં તરતીબ વિરુદ્ધ કરવું.

૮૭ નમાઝમાં જાણીબૂઝીને રુકૂઅ કરીને સીધા ઊભા ન ન થવું.

૮૮ નમાઝમાં જાણીબૂઝીને બે સિજદાઓની વચ્ચે બરાબર સીધું ન બેસવું.

૮૯ નમાઝમાં જાણીબૂઝીને ઉતાવળે નમાઝ પઢવી, જેના કારણે અરકાનો સંતોષપૂર્વક અદા ન થાય.

૯૦ ચાર રકાતોવાળી નમાઝમાં બે રકાતો પઢીને અત્તહિય્યાત પઢી શકાય એટલી વાર જાણીબૂઝીને ન બેસવું.

૯૧ નમાઝોના પહેલા અથવા બીજા કા'દામાં જાણીબૂઝીને અત્તહિય્યાત પઢવાને છોડવું.

૯૨ ઇમામે ફજર, મગરિબ, ઇશા, જુમ્અહ, ઇદૈન, તરાવીહ અને રમઝાન શરીફના વિત્રોમાં કુર્આન શરીફ અવાજ વગર, ધીમેથી પઢવું.

૯૩ ઈમામે ઝોહર અને અસરની નમાઝોમાં જાણીબૂઝીને

કુર્આન શરીફ બલંદ અવાજે પઢવું.

૯૪ નમાઝથી ફારિગ થવા માટે "અસ્સલામુ અલયકુમ વ રહમતુલ્લાહ" કહેવાનું જાણીબૂઝીને છોડી દેવું.

૯૫ વિત્રની નમાઝમાં જાણીબૂઝીને દુઆએ કુનૂત ન પઢવું.

૯૬ વિત્રની નમાઝમાં કુનૂત પઢવા માટે અલ્લાહુ અકબર કહેવાને જાણીબૂઝીને છોડવું.

૯૭ ઈદોની નમાઝોમાં વધારાની છ તકબીરોમાંથી કોઈ એક તકબીરને જાણીબૂઝીને છોડવી.

૯૮ નમાઝમાં એક વેંતથી ઊંચી જગ્યા પર સિજદા કરવા.

૯૯ નમાઝમાં સિજદાની જગ્યા પરથી ત્રણ વખત કાંકરીઓ હટાવવી.

૧૦૦ ઈમામ પાછળ નમાઝ પઢનાર મુક્તદીએ નમાઝના રુકનોમાંથી કોઈ એક રુકનને ઈમામથી પહેલાં અદા કરવો.

૧૦૧ નમાઝમાં આસ્તીનો ચઢાવવી.

૧૦૨ નમાઝમાં જમણે-ડાબે એવી રીતે જોવું કે છાતી કિબ્લા તરફથી હટી જાય.

૧૦૩ નમાઝમાં જમણે-ડાબે એટલી બધી વાર મ્હોં ફેરવવું કે, મ્હોં કિબ્લા તરફથી હટી જાય અને જોનાર માણસ એમ સમજે કે આ માણસ નમાઝ પઢતો નથી.

૧૦૪ નમાઝમાં ગરમીને કારણે પંખો નાખીને હવા ખાવી.

૧૦૫ સિજદાઓમાં જતી વખતે અથવા ઉઠતી વખતે બંને પગોને જમીનથી ઊંચકી લેવા.

## નમાઝના મકરૂહાત

૧ નમાઝમાં કપડાંને પહેર્યા વગર લટકાવવું મકરૂહે તહરીમી છે.

૨ નમાઝમાં રૂમાલને માથા પર અથવા ખભાઓ પર લટકાવવો મકરૂહે તહરીમી છે.

૩ નમાઝમાં મફલરને બાંધ્યા વગર માત્ર ગળામાંથી બન્ને ખભાઓ પર લટકાવવો મકરૂહે તહરીમી છે.

૪ નમાઝમાં આસ્તીનોને કોણીઓ સુધી ચઢાવવી મકરૂહે તહરીમી છે.

૫ અર્ધી આસ્તીનોવાળું કપડું પહેરીને નમાઝ પઢવી મકરૂહે તહરીમી છે.

૬ કફની, કુર્તો, કમીસ હોવા છતાં માત્ર ઇજાર પહેરીને નમાઝ પઢવી.

૭ જાણીબૂઝીને ખુલ્લા માથે નમાઝ પઢવી અને માથું ઢાંકવાને અહમ ન સમજવું.

૮ પાઘડી અથવા રૂમાલ એવી રીતે બાંધીને નમાઝ પઢવી કે માથું વચમાંથી ખુલ્લું રહે.

૯ મેલા કપડાં પહેરીને નમાઝ પઢવી મકરૂહે તહરીમી છે.

૧૦ નમાઝમાં પોતાના કપડાંઓ સાથે રમવું મકરૂહે તહરીમી છે.

૧૧ નમાઝમાં પોતાના શરીર સાથે રમવું મકરૂહે તહરીમી છે.

૧૨ નમાઝમાં દાઢીની સાથે રમવું મકરૂહે તહરીમી છે.

૧૩ નમાઝમાં સિજદા કરતી વખતે કપડાંઓને હટાવવા મકરૂહે તહરીમી છે.

૧૪ નમાઝમાં સિજદાઓથી ઉઠીને કપડાંઓને ખેંચવા-ઠીકઠાક કરવા મકરૂહે તહરીમી છે.

૧૫ નમાઝમાં ટોપી કે પાઘડી ઉતારવી મકરૂહ છે.

૧૬ ઘૂંટીઓ ઢંકાઇ જાય એવી ઈજાર પહેરીને નમાઝ પઢવી મકરૂહે તહરીમી છે.

૧૭ હાથોની આંગળીઓ ઢંકાઈ જાય એટલી નીચી આસ્તીનોવાળો કુર્તો, કમીસ, કફની વગેરે પહેરીને નમાઝ પઢવી મકરૂહે તહરીમી છે.

૧૮ એક દિરહમ બરાબર મોટી નાપાકી લાગેલી હોય અને તેને ધોયા વગર નમાઝ પઢવી મકરૂહ છે.

૧૯ કપડાંના ચોથાઈ ભાગમાં નાની નાપાકી લાગેલી હોય અને તેને ધોયા વગર નમાઝ પઢવી મકરૂહ છે.

૨૦ નમાઝમાં જરૂરત વગર સિજદાની જગ્યાએથી કાંકરીઓ હટાવવી મકરૂહ છે.

૨૧ નમાઝમાં એક હાથની આંગળીઓને બીજા હાથમાં

નાખીને તડાકા ફોડવા મકરૂહે તહરીમી છે.

૨૨ મસ્જિદમાં બેઠાં બેઠાં આંગળીઓના તડાકા ફોડવા મકરૂહે તહરીમી છે.

૨૩ નમાઝ પઢવા જતી વખતે આંગળીઓના તડાકા ફોડવા મકરૂહે તહરીમી છે.

૨૪ નમાઝમાં સુરીનો પર હાથ મૂકવા મકરૂહે તહરીમી છે.

૨૫ નમાઝમાં કૂખો પર હાથ મૂકવા મકરૂહે તહરીમી છે.

૨૬ નમાઝમાં કમર પર હાથ મૂકવો મકરૂહે તહરીમી છે.

૨૭ નમાઝમાં પેહલૂ પર હાથ મૂકવો મકરૂહે તહરીમી છે.

૨૮ નમાઝમાં જમણી-ડાબી તરફ એવી રીતે જોવુ કે, મુખ કિબ્લા તરફથી હટી જાય તો મકરૂહે તહરીમી છે.

૨૯ નમાઝમાં આસમાન તરફ જોવું મકરૂહે તહરીમી છે.

૩૦ નમાઝમાં જાણીબૂઝીને બગાસું ખાવુ મકરૂહે તહરીમી છે.

૩૧ નમાઝમાં આળસ ઉતાળવુ મકરૂહે તનઝીહી છે.

૩૨ નમાઝમાં આંખો બંધ કરવી મકરૂહે તનઝીહી છે.

૩૩ પેશાબ યા પાખાનું કરવાની હાજત હોવા છતાં નમાઝ પઢવી મકરૂહે તહરીમી છે.

૩૪ હવા છૂટવાની હાજત હોવા છતાં તેને દબાવીને નમાઝ પઢવી મકરૂહે તહરીમી છે.

૩૫ નમાઝમાં જરૂરત વગર એવી રીતે ખાંસવું કે

તેમાં શબ્દો જાહેર ન થાય તો મકરૂહ છે અને જો શબ્દો જાહેર થશે તો નિમાઝ તૂટી જશે.

૩૬ નમાઝમાં થૂંકવું, નાક સાફ કરવું મકરૂહ છે.

૩૭ નમાઝમાં જરૂરત વગર પલાંઠી વાળીને બેસવું મકરૂહે તનઝીહી છે.

૩૮ પુરુષોએ સિજદામાં બન્ને હાથોને કોણીઓ સુધી જમીન પર પાથરી આપવા મકરૂહે તહરીમી છે.

૩૯ નમાઝમાં હાથ અથવા મ્હોંના ઈશારાથી જવાબ આપવો મકરૂહે તનઝીહી છે.

૪૦ કોઇ માણસના મ્હોં તરફ નમાઝ પઢવી મકરૂહે તહરીમી છે.

૪૧ નમાઝ પઢનારની તરફ મ્હોં કરીને બેસવું અથવા ઊભા રહેવું મકરૂહે તહરીમી છે.

૪૨ નમાઝમાં સામે અથવા માથા (શિલિંગ) ઉપર જાનદારની તસવીર હોવી મકરૂહે તહરીમી છે.

૪૩ નમાઝમાં ડાબી અથવા જમણી તરફ જાનદારની તસવીર હોવી મકરૂહે તહરીમી છે.

૪૪ નમાઝમાં પાછળ જાનદારની તસવીર હોવી મકરૂહે તહરીમી છે.

૪૫ જાનદારની તસવીરવાળા કપડાં પહેરીને નમાઝ પઢવી મકરૂહે તહરીમી છે.

૪૬ નમાઝની બહાર જાનદારની તસવીરવાળા કપડાં પહેરવા મકરૂહે તહરીમી છે.

૪૭ નમાઝમાં એકલા ઇમામે મેહરાબની અંદર ઊભા રહેવું મકરૂહ છે.

૪૮ નમાઝમાં એકલા ઇમામે એક હાથ ઊંચી જગ્યાએ ઊભા રહીને નમાઝ પઢાવવી મકરૂહ છે.

૪૯ ઈમામે દરવાજાની વચ્ચે ઊભા રહીને નમાઝ પઢાવવી મકરૂહ છે.

૫૦ ઇમામે બે સુતૂનો-થાંભલાઓ વચ્ચે ઊભા રહીને નમાઝ પઢાવવી મકરૂહ છે.

૫૧ મુક્તદીએ જમાઅતમાં સફથી અલગ પાછળ એકલા ઊભા રહેવું મકરૂહે તહરીમી છે.

૫૨ જમાઅત વખતે એકલા નમાઝ પઢનારે સફોની વચ્ચે નમાઝ પઢવી મકરૂહ છે.

૫૩ નમાઝ પઢનારની આગળથી પસાર થવું મકરૂહે તહરીમી છે.

૫૪ નમાઝીની આગળ બેઠેલો માણસ ઉઠીને જાય તો જાઇઝ છે.

૫૫ હાથમાં કોઇ વસ્તુ પકડીને નમાઝ પઢવી મકરૂહ છે.

૫૬ નજાસતવાળી જગ્યાની સામે નમાઝ પઢવી મકરૂહ છે.

૫૭ જરૂરત વગર મસ્જિદના ધાબા ઉપર નમાઝ પઢવી મકરૂહ છે.

૫૮ મસ્જિદમાં પોતાના માટે નમાઝ પઢવાની જગ્યા નક્કી કરવી મકરૂહ છે.

૫૯ સિજદાઓમાં જતી વખતે અથવા ઉઠતી વખતે જમીનથી એક પગ ઉંચકી લેવો મકરૂહે તહરીમી છે.

૬૦ નમાઝમાં પગોને હટાવ્યા કરવું મકરૂહ છે.

૬૧ મજબૂરી વગર રુકૂઅમાં હાથોને ઘૂંટણો પર ન મૂકવા મકરૂહ છે.

૬૨ મજબૂરી વગર સિજદાઓમાં હાથોને જમીન પર ન મૂકવા મકરૂહ છે.

૬૩ નમાઝમાં જ્યારે જ્યારે જે જે જગ્યા પર હાથોને મૂકવા સુન્નત છે, મજબૂરી વગર તેનાથી ઊલટું કરવું મકરૂહ છે.

૬૪ તકબીરે તહરીમા કહેતી વખતે માથાને ઊંચું અથવા નીચું કરવું મકરૂહ છે.

૬૫ તકબીરે તહરીમા કહેતી વખતે પુરુષોએ કાનોથી ઊંચે હાથ ઉઠાવવા અથવા ખભાઓની નીચે સુધી હાથ ઉઠાવવા મકરૂહ છે.

૬૬ પુરુષોએ સિજદામાં પોતાની જાંઘોને પેટની સાથે મેળવી આપવી મકરૂહ છે.

૬૭ ઇમામે નમાઝમાં એટલી ઉતાવળ કરવી કે મુક્તદીઓ સુન્નત તરીકા મુજબ તસ્બીહો ન પઢી શકે, મકરૂહ છે.

૬૮ નમાઝમાં જરૂરત વગર માંખોને અથવા મચ્છરોને હાથથી હટાવવું મકરૂહ છે.

૬૯ નમાઝમાં સુગંધી વસ્તુને સૂંઘવી મકરૂહ છે.

૭૦ સિજદા વગેરેમાં હાથ-પગની આંગળીઓને કિબ્લા તરફથી હટાવવી મકરૂહ છે.

૭૧ જે જગ્યાએ નમાઝ પઢવામાં હંસી આવી જવાનો ભય હોય ત્યાં નમાઝ પઢવી મકરૂહ છે.

૭૨ જે જગ્યાએ નમાઝ પઢવામાં દિલ બીજી તરફ મશગૂલ થઈ જતું હોય ત્યાં નમાઝ પઢવી મકરૂહ છે.

૭૩ નમાઝમાં કુર્આન શરીફની સૂરતો તરતીબ વિરુદ્ધ પઢવી મકરૂહ છે.

૭૪ નમાઝમાં રુકૂઅ અને સિજદાઓની તસ્બીહોને વગર કારણે ત્રણ વખતથી ઓછી પઢવી મકરૂહે તનઝીહી છે.

૭૫ જમાઅત પકડવા માટે દોડવું મકરૂહ છે.

૭૬ જરૂરત વગર એક વેંત ઊંચી જગ્યા પર સિજદો કરવો મકરૂહ છે.

૭૭ ફર્ઝ નમાઝોમાં મજબૂરી વગર દીવાર વગેરેને ટેકો આપી ઊભા રહેવું મકરૂહ છે.

૭૮ ફર્ઝ નમાઝોમાં કોઈ સૂરતને પઢવા માટે નક્કી કરી લેવી મકરૂહ છે. હા, જે જે નમાઝોમાં જે જે સૂરતો પઢવાનું હદીસ શરીફથી સાબિત છે, તેને વધુ પઢવામાં કરાહત નથી.

૭૯ એક સૂરતની અમુક આયતો એક રકા'તમાં અને તે જ સૂરતની બે આયતો છોડીને બીજી રકા'તમાં પઢવું મકરૂહ છે.

૮૦ ફર્ઝ નમાઝોની બે રકા'તોમાં બે સૂરતો એવી પઢવી કે વચમાં કોઈ નાની સૂરત છૂટતી હોય તો મકરૂહે તનઝીહી છે.

૮૧ ફર્ઝ નમાઝની એક રકા'તમાં બે સૂરતો એવી રીતે પઢવી કે તે બે સૂરતો વચ્ચે સૂરત છૂટતી હોય તો મકરૂહે તનઝીહી છે.

૮૨ ઈમામે સિર્રી નમાઝોમાં સિજદાવાળી આયત પઢવી મકરૂહ છે.

૮૩ નમાઝમાં સના બલંદ અવાજે પઢવી મકરૂહે તનઝીહી છે.

૮૪ નમાઝમાં અઊઝુબિલ્લાહ અને બિસ્મિલ્લાહને બલંદ અવાજે પઢવી મકરૂહે તનઝીહી છે.

૮૫ નમાઝમાં સૂરએ ફાતિહા પછી આમીનને બલંદ અવાજે કહેવી મકરૂહે તનઝીહી છે.

૮૬ નમાઝમાં રુકૂઅ-સિજદાની તસ્બીહાતને બલંદ અવાજથી પઢવી મકરૂહે તનઝીહી છે.

૮૭ નમાઝમાં અત્તહિય્યાત બલંદ અવાજથી પઢવું મકરૂહે તનઝીહી છે.

૮૮ નમાઝમાં દુરૂદ શરીફ અને દુઆને બલંદ અવાજથી પઢવું મકરૂહે તનઝીહી છે.

૮૯ નમાઝમાં સૂરતને રુકૂઅમાં પૂરી કરવી મકરૂહે તનઝીહી છે.

૯૦ નમાઝમાં સિજદાઓથી ઉઠતાં ઉઠતાં સૂરએ ફાતિહા પઢવાનું શરૂ કરવું મકરૂહે તનઝીહી છે.

૯૧ નમાઝમાં જે ઝિક્ર અરકાનની તબ્દીલીના સમયે પઢવાનો હોય તેના બદલે તેને અરકાનની તબ્દીલી થઈ ગયા પછી પઢવો મકરૂહે તનઝીહી છે.

૯૨ રુકૂઅ અને સિજદાની તસ્બીહાતને માથું ઉઠાવ્યા પછી પઢવી મકરૂહે તનઝીહી છે.

૯૩ મજબૂરી વગર નાના પાક બાળકને ઉંચકીને નમાઝ પઢવી મકરૂહ છે.

૯૪ ફર્ઝ નમાઝોમાં રહમતની આયતો પઢી રહમતની દુઆ માંગવી મકરૂહ છે.

૯૫ ફર્ઝ નમાઝોમાં દોઝખ અને અઝાબની આયતો પઢીને દોઝખ અને અઝાબથી પનાહ માંગી, મગફિરતની દુઆ કરવી મકરૂહ છે.

૯૬ નમાઝમાં જમણી-ડાબી તરફ ઝુકા કરવું મકરૂહ છે.

૯૭ નમાઝમાં એક પગ ઉપર વજન આપીને ઊભા રહેવું મકરૂહ છે.

૯૮ ઈમામે ઓળખીતા માણસને રુકૂઅમાં શરીક કરવા માટે રુકૂઅમાં મોડું કરવું મકરૂહે તહરીમી છે.

૯૯ જ્યારે પુષ્કળ ભૂખ લાગેલી હોય અને ખાણું તૈયાર

હોય તો એવી હાલતમાં ખાધા વગર નમાઝ પઢવી મકરૂહે તહરીમી છે.

૧૦૦ સુબ્હે સાદિક થયા પછી સારી વાત સિવાય મ્હોંથી બીજો કોઈ શબ્દ બોલવો મકરૂહ છે.

૧૦૧ નમાઝ પઢતી વખતે જોડા અથવા અન્ય કોઈ ચીજને પાછળ મૂકવામાં દિલ એ તરફ મશગૂલ રહેતું હોય તો મકરૂહ છે.

૧૦૨ મકરૂહે તહરીમી નમાઝને ફરીથી પઢવી વાજિબ છે.

૧૦૩ મકરૂહે તનઝીહી નમાઝને ફરીથી પઢવી મુસ્તહબ છે.

# જુમ્અહની નમાઝ સહીહ થવા માટેની શર્તો

૧ મોટી વસતિ હોવી.

૨ દારુલ અમન હોવું.

૩ ઝોહરનો વખત હોવો.

૪ નમાઝથી પહેલાં ખુત્બો પઢવો.

૫ આમ ઇજાઝત હોવી.

૬ જમાઅત હોવી. એટલે કે ઓછામાં ઓછા ત્રણ માણસોનું હોવું.

# જુમ્અહના દિવસની ફઝીલતો

૧ જુમ્અહનો દિવસ અઠવાડિયાના બધા દિવસો કરતાં અફઝલ છે.

૨ જુમ્અહનો દિવસ મુસલમાનો માટે ખૂશીનો દિવસ છે.

૩ જુમ્અહના દિવસે અલ્લાહ તઆલાએ હઝરત આદમ (અલૈ.)ને પેદા ફરમાવ્યા હતા.

૪ જુમ્અહના દિવસે અલ્લાહ તઆલાએ હઝરત આદમ (અલૈ.)ને જન્નતમાં દાખલ ફરમાવ્યા હતા.

૫ જુમ્અહના દિવસે અલ્લાહ તઆલાએ હઝરત આદમ (અલૈ.)ને જન્નતમાંથી જમીન પર ઊતાર્યા હતા.

૬ જુમ્અહના દિવસે હઝરત આદમ (અલૈ.)ની તવબા કબૂલ થઈ હતી.

૭ જુમ્અહના દિવસે હઝરત આદમ (અલૈ.)ની વફાત થઇ હતી.

૮ જુમ્અહના દિવસે કિયામત સર્જાશે.

૯ જુમ્અહના દિવસે દોઝખને ગરમ કરવામાં આવતી નથી.

૧૦ જુમ્અહના દિવસે મુર્દાઓને કબ્રમાં અઝાબ થતો નથી.

૧૧ જુમ્અહની રાતે અથવા દિવસે વફાત પામનાર મુસલમાનને કબ્રનો અઝાબ થતો નથી.

૧૨ જુમ્અહની રાતે અથવા દિવસે વફાત પામનાર

મુસલમાન માટે શહીદનો અજ્ર લખવામાં આવે છે.

૧૩ જુમ્અહના દિવસે રૂહો ભેગી થાય છે.

૧૪ જુમ્અહના દિવસે ગુસલ કરી પાકસાફ થઈ, પાકસાફ કપડાં પહેરી, ખૂશ્બૂ લગાવીને નમાઝ પઢવા જનારના પાછલી જુમ્અહથી આ જુમ્અહ સુધીના ગુનાહો માફ થઈ જાય છે.

૧૫ જુમ્અહની નમાઝ પઢવા જનારને દરેક કદમ પર એક વર્ષની કામિલ ઇબાદતોનો સવાબ મળે છે અને એક વર્ષની નમાઝો તથા રોઝાઓનો સવાબ મળે છે.

૧૬ જુમ્અહની નમાઝમાં હાજર ન થનાર લોકોના ઘરોને હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે બાળી નાખવાનો ઈરાદો ફરમાવ્યો હતો.

૧૭ ત્રણ જુમ્અહ છોડનાર મુસલમાનના દિલ પર અલ્લાહ તઆલા મોહર મારી દે છે.

૧૮ લગાતાર ત્રણ જુમ્અહ છોડનાર ઇસ્લામને પીઠ પાછળ ફેંકનાર છે.

૧૯ જુમ્અહના ખુત્બાથી નમાઝ પૂરી થતાં સુધીમાં કબૂલિયતની એક એવી ઘડી છે કે, તેમાં જે ભલાઈ માંગવામાં આવે તે મળી જાય છે.

૨૦ ખુત્બા વખતે ઝબાનથી દુઆ કરવી જાઇઝ નથી. દિલમાં ભલાઈની દુઆ માંગવી જાઈઝ છે.

૨૧ જુમ્અહની અસરથી મગરિબ સુધીનો ટાઈમ ઘણી જ મકબૂલિયતનો છે.

૨૨ જુમ્અહની રાત અને દિવસ બંને અફઝલ છે. તેમાં રાત કરતાં દિવસ વધુ અફઝલ છે.

## જુમ્અહના ખુત્બાના ફરાઈઝ

૧ જુમ્અહનો ખુત્બો ઝવાલ પછી અને જુમ્અહની નમાઝ પહેલાં પઢવો.

૨ કમસે કમ અત્તહિય્યાત પઢી શકાય એટલા સમય સુધી ખુત્બાના ઈરાદે મુસલમાનોની સામે અલ્લાહ તઆલાનો ઝિક્ર કરવો.

૩ ખુત્બો સાંભળનાર મુસલમાનોની સંખ્યા કમસે કમ ત્રણ હોવી.

૪ જુમ્અહના ખુત્બાને અવાજથી પઢવો.

૫ જુમ્અહના ખુત્બા અને નમાઝની વચ્ચે વધુ વકફો (સમયઅંતર) ન હોવો.

## જુમ્અહના ખુત્બાની સુન્નતો

૧ ખુત્બો પઢનારનું પાક હોવું.

૨ ખુત્બો પઢનારનું સતર ઢંકાયલું હોવું.

૩ ખુત્બો શરૂ કરવા પહેલાં ખતીબે મિમ્બર પર બેસવું.

૪ ખુત્બો મિમ્બર પર ઊભા થઈને પઢવો.

૫ ખુત્બો પઢવા માટે મિમ્બર ન હોય તો અસા પકડીને ખુત્બો પઢવો.

૬ ખુત્બા પહેલાં ખતીબની સામે બીજી અઝાન પઢવી.

૭ બંને ખુત્બાઓ ઊભા થઈને પઢવા.

૮ ખતીબે ખુત્બો સાંભળનાર મુસલમાનો તરફ મુખ કરવું.

૯ ખુત્બો શરૂ કરવા પહેલાં ખતીબે પોતાના દિલમાં અઊઝુબિલ્લાહ પઢવું.

૧૦ ખતીબે ખુત્બાને બલંદ અવાજે પઢવો કે જેથી મુસલમાનો સાંભળી શકે.

૧૧ ખુત્બા બે પઢવા.

૧૨ બંને ખુત્બાને અરબી ભાષામાં પઢવા.

૧૩ બંને ખુત્બાને અલ્હમ્દુલિલ્લાહથી શરૂ કરવા.

૧૪ પહેલા ખુત્બામાં અલ્લાહ તઆલાની સના પઢવી અને વખાણ કરવા.

૧૫ પહેલા ખુત્બામાં શહાદતૈન એટલે કે, તવહીદ અને રિસાલતની શહાદતો માટે કલિમએ શહાદત પઢવો.

૧૬ પહેલા ખુત્બામાં હઝરત મુહમ્મદ (સલ.) પર દુરૂદ શરીફ પઢવું.

૧૭ પહેલો ખુત્બો વઅઝ અને નસીહતોનો મઝમૂન પઢવો.

૧૮ બંને ખુત્બામાં કુર્આન શરીફની અમુક આયતો પઢવી.

૧૯ બંને ખુત્બાઓની વચ્ચે થોડીકવાર બેસવું.

૨૦ બીજા ખુત્બામાં અલ્લાહ તઆલાની હમ્દો–સના કરવી.

૨૧ બીજા ખુત્બામાં હઝરત મુહમ્મદ (સલ.) પર દુરૂદ શરીફ પઢવું.

૨૨ બીજા ખુત્બામાં કલિમએ શહાદત પઢવો.

૨૩ બીજા ખુત્બામાં મુસલમાન પુરુષો અને સ્ત્રીઓ માટે દુઆ કરવી.

૨૪ બંને ખુત્બા મુખ્તસર પઢવા.

૨૫ બીજા ખુત્બામાં હુઝૂર (સલ.)ની આલ–અવલાદ, અસ્હાબે કિરામ (રદિ.), અઝવાજે મુતહ્હરાત (રદિ.), ખાસ કરીને ખુલફાએ રાશિદીન (રદિ.) અને હુઝૂર (સલ.)ના બંને કાકા–હઝરત હમઝહ અને હઝરત અબ્બાસ (રદિ.)–આ સૌનો ઉલ્લેખ કરીને એમના માટે દુઆઓ કરવી.

૨૬ ખુત્બો સાંભળનાર મુસલમાનોએ અત્તહિય્યાત પઢવા બેસે એ પ્રમાણે બેસવું.

૨૭ બીજો ખુત્બો પૂરો થતાં વેંત જ જુમ્અહની નમાઝ શરૂ કરવી.

# ખુત્બાના મમનૂઆત (નિષિદ્ધ બાબતો) અને મકરૂહાત

(૧) ઇમામ ખુત્બો પઢવા આવે ત્યારથી જુમ્અહની નમાઝ પૂરી થતાં સુધી કોઈ પણ પ્રકારની વાતો કરવી હરામ છે.

૨ ઇમામ ખુત્બો પઢવા આવે ત્યારથી જુમ્અહની નમાઝ પૂરી થતાં સુધી બીજી કોઈ ઈબાદત કરવી મકરૂહે તહરીમી છે

(૩) જુમ્અહના ખુત્બામાં હુઝૂર (સલ.)નું નામ મુબારક આવે ત્યારે ખુત્બો સાંભળનારાઓએ ઝબાનથી દુરૂદ શરીફ પઢવું જાઈઝ નથી; બલકે મકરૂહે તહરીમી છે. માટે દિલમાં પઢવું જોઈએ.

(૪) નમાઝમાં જે જે કરવું હરામ છે, જુમ્અહનો ખુત્બો પઢાતો હોય ત્યારે પણ તે બધું કરવું હરામ છે. અલબત્ત, ખુત્બા વખતે કિબ્લા તરફ પોતાની છાતી અને મ્હોં ન હોય તો તે જાઈઝ છે.

(૫) જુમ્અહનો ખુત્બો પઢાતો હોય ત્યારે ખાવું, પીવું, ઊંઘવું, વાતો કરવી વગેરે હરામ છે.

(૬) જુમ્અહનો ખુત્બો પઢાતો હોય ત્યારે નમાઝ, કુર્આન શરીફ અને દુરૂદ શરીફ પઢવું તેમ જ

કોઈ પણ પ્રકારનો ઝિક્ર કરવો મકરૂહે તહરીમી છે.

૭ જુમ્અહ, ઈદૈન અને નિકાહના ખુત્બાઓને સાંભળવા વાજિબ છે.

૮ જુમ્અહનો ખુત્બો સાંભળવા ઇમામની નજીક જવા માટે લોકોની ગરદનો કૂદીને જવું મકરૂહે તહરીમી છે.

૯ જુમ્અહનો ખુત્બો પઢાતો હોય ત્યારે પાછળથી આવનારને જ્યાં જગ્યા મળે ત્યાં જ બેસી જવું જોઈએ. તે જગ્યા પર બેસી સાંભળવાને બદલે ચાલવામાં વખત પસાર કરવો હરામ છે.

૧૦ ખતીબ ખુત્બામાં દુઆ માંગે ત્યારે ખુત્બો સાંભળનારાઓએ હાથ ઉઠાવવા અને ઝબાનથી આમીન....આમીન કહેવું જાઈઝ નથી.

૧૧ ખુત્બામાં દુઆ સાંભળીને દિલમાં દુઆ માંગવી અને આમીન કહેવું જાઈઝ છે.

૧૨ બે ખુત્બાની વચ્ચે ખતીબ બેસે ત્યારે ખતીબે અને સાંભળનારાઓએ હાથ ઉઠાવીને દુઆ માંગવી બિદઅત અને મકરૂહે તહરીમી છે.

૧૩ બે ખુત્બાની વચ્ચે ખતીબ બેસે ત્યારે દિલમાં દુઆ માંગવી જાઇઝ છે.

૧૪ ખુત્બામાં દુરૂદ શરીફ પઢતી વખતે ખતીબે જમણી-ડાબી તરફ મ્હોં ફેરવવું બિદઅત છે.

૧૫ રમઝાનુલ મુબારકના છેલ્લી જુમ્અહના ખુત્બામાં અલ વિદાઅ અને ફિરાક તથા જુદાઈના મઝમૂનવાળો ખુત્બો પઢવો બિદઅત છે.

૧૬ ખતીબે મિમ્બર પર ચઢીને ખુત્બો પઢવા પહેલાં સલામ કરવી જોઇએ નહિ.

૧૭ ખુત્બાથી પહેલાં ખતીબે મેહરાબમાં નમાઝ પઢવી મકરૂહ છે.

૧૮ ખુત્બાની સુન્નતો વિરુદ્ધ કરવું મકરૂહ છે.

૧૯ જુમ્અહની પહેલી અઝાન સાંભળતાં જ મસ્જિદ તરફ જવા સિવાય બીજા કોઇ પણ કામમાં મશગૂલ રહેવું હરામ છે.

૨૦ જુમ્અહની પહેલી અઝાન સાંભળતાં જ મસ્જિદ તરફ જવું વાજિબ છે.

૨૧ જુમ્અહના બંને ખુત્બામાં અરબીની સાથે બીજી કોઈ પણ ભાષા મેળવીને ખુત્બા પઢવા મકરૂહે તહરીમી છે.

૨૨ ખુત્બો સાંભળવામાં ખલલ કરનાર કોઇ પણ કામ ખુત્બા વખતે કરવું હરામ છે.

## જુમ્અહની સુન્નતો અને આદાબ

૧ જુમ્અહના દિવસની વ્યવસ્થા અને તૈયારી જુમેરાતથી જ કરવી.

૨ જુમ્અહની તૈયારી માટે જુમેરાતના દિવસે અસર પછીથી ઈસ્તિગફાર વગેરે પુષ્કળ કરવું.

૩ જુમ્અહના દિવસે હજામત વગેરેથી ફારિગ થઇ ગુસલ કરવું.

૪ જુમ્અહના દિવસે ખુસૂસિયતથી મિસ્વાક કરવું.

૫ જુમ્અહના દિવસે સારા કપડાં પહેરવા અને ખૂશ્બૂ લગાડવી.

૬ જુમ્અહ–મસ્જિદમાં ઘણું વહેલું જવું અને મસ્જિદમાં ઝિક્રોફિક્ર કરવું.

૭ જુમ્અહની નમાઝ પઢવા માટે પગપાળા જવું.

૮ જુમ્અહની નમાઝ પઢવા પગે ચાલીને જવામાં એક એક કદમ પર એક વર્ષ રોઝા રાખવા અને એક વર્ષ આખી રાતો ઈબાદતો કરવાનો સવાબ મળે છે.

૯ જુમ્અહની નમાઝ પઢવા ગાડીમાં બેસીને જવું જાઇઝ છે.

૧૦ જુમેરાતે મગરિબ પછીથી જુમ્અહની મગરિબ સુધીમાં એક વખત સૂરએ કહફ પઢવી.

૧૧ જુમેરાતે મગરિબ પછીથી જુમ્અહની મગરિબ સુધીમાં સૂરએ યાસીન શરીફ અને સૂરએ દુખાન પઢવાની પણ ઘણી ફઝીલત છે.

૧૨ જુમ્અહના દિવસે દુરૂદ શરીફ પુષ્કળ પઢવું.

૧૩ જુમ્અહના દિવસે દુરૂદ શરીફ પઢવાનો સવાબ બીજા દિવસો કરતાં વધુ મળે છે.

(૧૪) જુમ્અહના દિવસે કબ્રસ્તાન જવું અને મહૂંમો માટે મગફિરતની દુઆ કરવી.

# ઈદની સુન્નતો અને મુસ્તહબ્બાત

૧ ઈદના દિવસે જલદી ઉઠી જવું.

૨ ઈદના દિવસે ફજરની નમાઝ પોતાના મહોલ્લાની મસ્જિદમાં પઢવી.

૩ ઈદના દિવસે ગુસલ કરવું.

૪ ઈદના દિવસે ખુસૂસિયતથી મિસ્વાક કરવું.

૫ ઈદના દિવસે સારા કપડાં પહેરવા-ખૂશ્બૂ લગાડવી.

૬ ઈદના દિવસે અગૂઠી પહેરવી.

૭ ઈદુલ ફિત્રના દિવસે ફજરની નમાઝ પછી ઈદની નમાઝ પઢવા જતાં પહેલાં કોઈ મીઠી વસ્તુ ખાવી.

૮ ઈદુલ અદહાના દિવસે કુર્બાનીના ગોશ્ત પહેલાં બીજી કોઈ વસ્તુ ન ખાવું મુસ્તહબ છે.

૯ ઈદુલ અદહાના દિવસે કુર્બાનીના ગોશ્ત પહેલાં બીજું કંઈ ખાવું જાઈઝ છે, મકરૂહ પણ નથી.

૧૦ નિસાબધારી મુસલમાને ઈદુલ ફિત્રની નમાઝ પઢવા જતાં પહેલાં પોતાનો તેમ જ પોતાની નાબાલિગ અવલાદનો સદકએ ફિત્ર અદા કરીને ઈદની નમાઝ પઢવા જવું.

૧૧ ઈદના દિવસે ખૂશીનો ઈઝહાર કરવો.
૧૨ ઈદના દિવસે યથાશક્તિ પુષ્કળ સદકા-ખૈરાત કરવી.
૧૩ ઈદની નમાઝ માટે ઈદગાહમાં જલદી જવું.
૧૪ ઈદની નમાઝ માટે પગપાળા જવું.
૧૫ ઈદની નમાઝ ઈદગાહમાં પઢવી સુન્નતે મુઅક્કદા છે.
૧૬ ઈદની નમાઝ પઢવા જવા માટે વકાર-વિવેક અને સંજીદગી-ગંભીરતાની સાથે જવું.
૧૭ માર્ગમાં ધીમા અવાજે તકબીરે તશરીક પઢતાં પઢતાં ઈદુલ ફિત્રની નમાઝ પઢવા જવું.
૧૮ માર્ગમાં બલંદ અવાજે તકબીરે તશરીક પઢતાં પઢતાં ઈદુલ અદહાની નમાઝ પઢવા જવું.
૧૯ ઈદની નમાઝ પઢીને બીજા રસ્તેથી ઘરે આવવું.
૨૦ ઈદના દિવસે મુસલમાનોને પરસ્પર મુબારકબાદ કહેવી.
૨૧ ઈદની નમાઝ પઢીને આવ્યા પછી ઘરમાં ચાર રકાત નફ્લ પઢવા.

## ઈદના મકરૂહાત

૧ ઈદની સુન્નતો અને મુસ્તહબ્બાત પર અમલ ન કરવો.
૨ ઈદના દિવસ માટે મસ્જિદમાંથી ઈદગાહમાં મિમ્બર લઈ જવો.

૩ ઈદના દિવસે ઇદની નમાઝ પહેલાં અને ઈદની નમાઝ પછી ઈદગાહમાં નફલ નમાઝો પઢવી.

૪ ઈદના દિવસે ઈદની નમાઝ પહેલાં ઘરમાં નફલ નમાઝો પઢવી.

૫ ઈદના દિવસે ઈદની નમાઝ પહેલાં ફજરની કઝા નમાઝ પઢવી જાઇઝ છે.

૬ ઈદના દિવસે મુસાફહા (હસ્તધૂનન) કરવો અને ભેટવું મકરૂહે તહરીમી અને બિદઅત છે.

# મૌતનું વર્ણન

## મૌતના અહકામ

૧ શ્વાસ ઉપડી જવો અને શ્વાસ જલદી ચાલવો. બંને પગ ઢીલા થઈ જવા, પગ ઊભા ન રહી શકવા, નાક વાંકું થઈ જવું, બંને કાનની ટીસીઓ બેસી જવી અને તેમાં ખાડા જેવું થઈ જવું, મ્હોંની ચામડી સખત થઇ જવી, તેમાં નરમાશ ખતમ થઈ જવી વગેરે મૌતની નિશાનીઓ છે.

૨ જેના માટે મૌતની નિશાનીઓ જાહેર થવા માંડે

તેને ચત્તા સૂવડાવી પગ કિબ્લા તરફ રાખી માથું ઊંચું કરવું કે જેથી મુખ કિબ્લા તરફ થઈ જાય.

૩ મરનારનું મુખ કિબ્લા તરફ કરવામાં તેને તકલીફ જેવું હોય તો પછી જે તરફ મુખ રહે તેમાં કંઈ વાંધો નથી.

૪ વફાત વખતે કલિમએ તય્યિબહ અથવા કલિમએ શહાદતની તલકીન કરવી જોઈએ.

૫ વફાત વખતે તલકીન કરવાનો તરીકો : જ્યાં સુધી ગળામાં રૂહ ન આવી જાય ત્યાં સુધીમાં વફાત પામનાર માણસ સાંભળી શકે એ પ્રમાણે બલંદ અવાજે કલિમએ તય્યિબહ અથવા કલિમએ શહાદત પઢવો જોઈએ.

૬ વફાત પામનારને કલિમએ તય્યિબહ અથવા કલિમએ શહાદત પઢવા માટે કહેવું જોઈએ નહિ.

૭ વફાત પામનાર એક વખત કલિમો પઢી લે તો પછી તલકીન કરવાનું બંધ કરી આપવું જોઈએ.

૮ વફાત થતાં સુધી કલિમો પઢયા કરવું જરૂરી નથી. વફાત પામનાર જો કલિમો પઢે તો પછી તલકીન બંધ કરી આપવી જોઇએ.

૯ જો વફાત પામનાર કલિમો પઢયા પછી કોઇ દુન્યવી વાત કહે તો ફરીવાર તલકીન કરવાનું શરૂ કરવું જોઈએ.

૧૦ તલકીન નેક માણુસે કરવી બેહતર છે.

૧૧ કોઇની વફાત વખતે તેની પાસે દુન્યવી વાતો કરવી જોઈએ નહિ.

૧૨ કોઈની વફાત વખતે તેના બાલ-બચ્ચાંઓને સામે લાવવા જોઈએ નહિ.

૧૩ વફાત વખતે આખિરતની મુહબ્બત વધે અને દુનિયાની મુહબ્બત છૂટે એવી વાતો કરવી જોઈએ.

૧૪ વફાત વખતે જનાબતવાળા માણસોએ તથા હૈઝ-નિફાસવાળી અવરતોએ ત્યાં હાજર થવું જોઇએ નહિ.

૧૫ વફાત વખતે ત્યાં કૂતરું અથવા તસવીર ન હોવી જોઈએ.

૧૬ વફાત વખતે સ્વજાત માટે તથા વફાત પામનાર માટે ભલાઇની દુઆ માંગવી જોઈએ.

૧૭ વફાત વખતે લોબાન અથવા બીજી કોઇ ખૂશબૂ સળગાવવી જોઈએ.

૧૮ વફાત વખતે સૂરએ યાસીન શરીફ તેમ જ જો બની શકે તો સૂરએ રઅદ પઢવી જોઈએ.

૧૯ વફાત વખતે ખુદા ન ખ્વાસ્તા વફાત પામનારના મ્હોંથી કોઈ ગેર ઈસ્લામી શબ્દ નીકળી જાય તો તેની સ્હેજ પણ ચર્ચા કરવી જોઇએ નહિ.

૨૦ વફાત પામનારથી ખુદા ન ખ્વાસ્તા કોઈ ગેર ઈસ્લામી શબ્દ નીકળી જાય તો તેના માટે મગફિરતની દુઆ કરવી જોઈએ.

# રૂહ નીકળી ગયા પછીના અહકામ

૧ વફાત થઇ ગયા પછી મરનારના બધાં અવયવો ઠીક કરવા જોઈએ.

૨ વફાત થઈ ગયા પછી મરનારની હડપચીના નીચેથી કપડાની એક પટ્ટી કાઢીને તેના બંને છેડા નરમાશથી માથા પર બાંધી આપવા જોઈએ.

૩ વફાત થઇ ગયા પછી મરનારની આંખો નરમાશથી બંધ કરી આપવી જોઇએ.

૪ વફાત પછી મરનારના બંને હાથ કોણીઓ સુધી તેના બંને બાજૂઓ તરફ લઈ જઈને પછી તેને હળવા રહીને ફેલાવી આપવા જોઈએ.

૫ વફાત પછી મરનારના હાથની આંગળીઓને તેની હથેળીઓ તરફ લાવીને પછી હળવેથી સીધી કરી આપવી જોઈએ.

૬ વફાત પછી મરનારની બંને જાંઘોને તેના પેટ તરફ વાળીને પછી તેને હળવેથી સીધી કરી આપવી જોઇએ.

૭ વફાત પછી મરનારની પીંડલીઓને તેની જાંઘો તરફ વાળીને પછી તેને ધીમેથી લાંબી કરી આપવી જોઈએ.

૮ વફાત પછી મરનારના બંને પગોના અંગૂઠાઓને હળવેથી સાથે કરીને ધીમેથી બાંધી આપવા જોઇએ કે જેથી પગો ફેલાવા ન પામે.

૯ વફાત થવા પહેલાં જ જો મૌતનું યકીન હોય તો બની શકે તો સહેલાઈથી હળવા રહીને કપડાં ઉતારી લેવા જોઇએ કે જેથી કપડાંઓની ગરમીથી શરીરમાં કોઇ ફેરફાર ન થવા પામે અને આખા શરીરને એક ચાદરથી ઢાંકી આપવું જોઈએ.

૧૦ વફાત પછી પેટ ફૂલી ન જાય એટલા માટે સાધારણ વજનનું લોખંડ પેટ પર મૂકી આપવું જોઈએ.

૧૧ વફાત પછી જેમ બને તેમ ગુસલ અને કફન-દફનમાં ઉતાવળ કરવી જોઇએ.

૧૨ અચાનક વફાત થઈ હોય તો દફનાવવામાં ઉતાવળ ન કરવી જોઇએ. બની શકે છે કે, અચાનક મૌત ખરેખર મૌત ન હોય; બલકે હકીકતમાં તે સકતા (મૂર્છા)ની બીમારી હોય અને લોકો તેને મરી ગયેલો સમજતા હોય.

૧૩ અચાનક મૌત થવામાં ખાત્રી થઈ જાય કે ખરેખર જ મૌત આવી ગઈ છે તો પછી તેના ગુસલ વગેરેની વ્યવસ્થા કરવી જોઈએ.

૧૪ વફાત પછી મરનારના સગાં-વહાલાંઓને ખબર આપવી જોઈએ કે જેથી તેઓ જનાઝાની નમાઝમાં શરીક થઇ શકે.

૧૫ વફાત પછી મરનાર પર જે કાંઇ કર્ઝ હોય તેને અદા કરી મરનારને છૂટો કરી આપવો જોઈએ.

૧૬ વફાત પછી મહૂંમને ગુસલ આપ્યા વગર મહૂંમ પાસે કુર્આન શરીફ પઢવું જાઇઝ નથી.

૧૭ વફાત પછી મહૂંમને ગુસલ દીધા વગર તેની પાસે કુર્આન શરીફ પઢવું મકરૂહે તહરીમી છે.

## મય્યિતનું ગુસલ

૧ મુસલમાન મય્યિતને ગુસલ આપવું જીવતા મુસલમાનોના ઝિમ્મે ફર્ઝે કિફાયા છે.

૨ મય્યિતને એક વખત પાણી વહાવીને ગુસલ આપવું ફર્ઝ છે.

૩ મય્યિતને ત્રણ વખત પાણી વહાવીને ગુસલ આપવું સુન્નત છે.

૪ મય્યિતને ગુસલ આપવાના તખ્તાને એક અથવા ત્રણ અથવા પાંચ અથવા સાત વખત લોબાન વગેરે ખૂશ્બૂની ધૂણી આપવી. સાત વખતથી વધારે ધૂણી આપવી નહિ.

૫ મય્યિતનું મુખ કિબ્લા તરફ રહે એવી રીતે જો ગુસલ આપવામાં સહૂલત હોય તો શકય હોય ત્યાં સુધી મય્યિતનું મુખ કિબ્લા તરફ રાખવું જોઈએ.

૬ મય્યિતને ગુસલ આપવા પહેલાં મય્યિતનું મ્હોં,

નાક, કાન, આંખો, તેમ જ પેશાબ અને પાખાનાની જગ્યાઓ વગેરેમાં રૂ મૂકી તે બધાં સુરાખો (છીદ્રો)ને બંધ કરવા જાઈઝ છે અને રૂ ન મૂકવું પણ જાઈઝ છે.

૭ મય્યિતને ગુસલ આપવા પહેલાં તેના સતર (ડુંટીથી ઘૂંટણોના નીચે સુધીના ભાગ)ને કપડાથી ઢાંકી આપવું જોઈએ.

૮ મય્યિતની જાંઘો વગેરે તરફ જોવું હરામ છે. મર્દ મય્યિતના સતરને મર્દો અને અવરત મય્યિતના સતરને અવરતો ન જુએ. જેવી રીતે જીવતા માણસનું સતર જોવું હરામ છે, એવી જ રીતે મય્યિતના સતરને જોવું પણ હરામ છે.

૯ મય્યિતનાં કપડાં જો પહેલેથી ઊતાર્યાં ન હોય તો હળવેથી ઊતારવા જોઇએ. કપડાં ઊતારતી વખતે સતરને ઢાંકવાની ખૂબ તકેદારી રાખવી જોઈએ.

૧૦ મય્યિતને ગુસલ આપનારે પોતાના બંને હાથોમાં કપડાંની થેલીઓ પહેરવી જોઈએ.

૧૧ મય્યિતના સતરને ઢાંકવા માટે જે કપડું ઓઢાડીયું છે તેમાં હાથ નાખીને મય્યિતના બંને ઇસ્તિન્જા કરવા જોઈએ.

૧૨ મય્યિતના શરીર પર કોઈ નજાસત હોય તો તેને પણ ધોઈ નાખવી જોઈએ.

૧૩ મય્યિતને કોગળા કરાવવા અને નાકમાં પાણી નાખવા સિવાય પૂરું વુઝૂ કરાવવું.

૧૪ રૂ–પૂમડા વડે મય્યિતનાં દાંત, હોંઠ, મસોળાં અને તાળવા વગેરેને લૂછીને સાફ કરી લેવા.

૧૫ ગુસલ આપનારે મય્યિતના નાકના બંને સુરાખોને ભીંજાયલા રૂ વડે અથવા ગુસલ આપવાના કપડાની થેલી સાથે પોતાની આંગળી વડે સાફ કરવા જોઈએ.

૧૬ મય્યિતને વુઝૂ કરાવ્યા પછી તેના માથાના તેમ જ દાઢીના વાળ સારી રીતે સાફ થઈ શકે એ પ્રમાણે ધોવાનો ખાસ ખ્યાલ રાખવો જોઇએ.

૧૭ મય્યિતને સાધારણ ગરમ પાણીથી ગુસલ આપવું અફઝલ છે.

૧૮ પાણીને સાફ કરનારી કોઇ વસ્તુ–બોરડીનાં પાંદડા વગેરે નાખીને પાણી ગરમ કરવું સારું છે.

૧૯ મય્યિતને વુઝૂ કરાવ્યા પછી તેને ડાબી કરવટ પર સૂવડાવીને માથા તરફથી પગો સુધી બોરડીનાં પાંદડાં વગેરેથી સાફ કરેલું પાણી ત્રણ વખત એવી રીતે નાખવું કે મય્યિતની નીચે ડાબી કરવટ પર પાણી બરાબર પહોંચી જાય.

૨૦ મય્યિતને બીજા વખત જમણી કરવટ પર સૂવડાવીને બોરડીનાં પાંદડાંવાળું પાણી માથાથી પગો સુધી

ત્રણ વખત એવી રીતે નાખવું કે, નીચે જમણી કરવટ સુધી પાણી પહોંચી જાય.

૨૧ મય્યિતને જમણી–ડાબી કરવટભેર બે વખત ગુસલ આપ્યા પછી ત્રીજા વખત ડાબી કરવટ પર સૂવડાવીને કાફૂરવાળું પાણી માથા તરફથી પગો સુધી ત્રણ વખત એવી રીતે નાખવું કે ડાબી કરવટ સુધી પાણી બરાબર પહોંચી જાય.

૨૨ મય્યિતને ગુસલ આપી રહ્યા પછી તેને સહારો આપીને બેઠાં કરી, તેના પેટ પર હળવેથી હાથ ફેરવવો જોઈએ કે જેથી જે કાંઈ નજાસત નીકળવાની હોય તે નીકળી જાય.

૨૩ મય્યિતના પેટ પર હાથ ફેરવવાથી નીકળેલી નજાસતને ધોઈ નાખવી જોઇએ.

૨૪ મય્યિતને ગુસલ દીધા પછી નજાસત નીકળે તો ફરીવાર ગુસલ આપવાની જરૂર નથી.

૨૫ મય્યિતને ગુસલ આપવા માટે પાણીમાં બોરડીનાં પાંદડાં વગેરે કોઇ વસ્તુ નાખવી જરૂરી નથી.

૨૬ મય્યિતને ગુસલ દીધા પછી તેના શરીરને રૂમાલ અથવા ચાદર વગેરેથી હળવેથી લૂછી નાખવું જોઇએ.

૨૭ મય્યિતને ગુસલ દીધા પછી તેના શરીરને જે રૂમાલ કે ચાદરથી લૂછવામાં આવે તે ચાદર કે રૂમાલ નાપાક થઇ જતો નથી.

૨૮ મય્યિત ફૂલી કે ફાટી ગયું હોય અથવા સડી ગયું હોય અને તેની ઉપર હાથ ફેરવવો અશક્ય હોય તો પણ તેની ઉપર હાથ ફેરવ્યા વગર પાણી વહાવવું વાજિબ છે.

૨૯ અવરતં મય્યિતના માથાના વાળોને ભેગા કરી તેની છાતી પર મૂકવા જોઈએ.

૩૦ મય્યિતના માથા કે દાઢીમાં કાંસકી કરવી જોઈએ નહિ.

૩૧ મય્યિતના નખ કાપવા જોઈએ નહિ.

૩૨ મય્યિતના કોઇ પણ જગ્યાના વાળ કાપવા જોઇએ નહિ.

૩૩ મય્યિતની બગલના વાળ તથા દૂંટી નીચેના વાળ કાપવા જોઈએ નહિ.

૩૪ મય્યિતને સૂરમો લગાડવો જોઇએ નહિ.

૩૫ મય્યિતને કોઇ પણ પ્રકારનો શણગાર કરવો જોઈએ નહિ.

૩૬ મય્યિતને કોઇ પણ પ્રકારનો શણગાર-શોભા કરવું મકરૂહે તહરીમી છે.

૩૭ મય્યિતને ગુસલ આપનારે મય્યિતને ગુસલ આપવાનો ઇરાદો કરવો સુન્નત છે.

૩૮ મય્યિતને ગુસલ આપવાના ઇરાદા વગર ગુસલ આપનારને ગુસલ આપવાનો સવાબ મળશે નહિ.

૩૯ બાળક જીવતું પેદા થઈ તરત મરી ગયું હોય તો

તેનું નામ રાખી તેને ગુસલ આપવું અને કફન પહેરાવીને જનાઝાની નમાઝ પઢીને દફનાવવું જોઈએ.

૪૦ મય્યિતે વસિય્યત કરી હોય કે ફલાણો માણસ મને ગુસલ આપે તો એ વસિય્યત બાતિલ છે.

૪૧ મય્યિતે વસિય્યત કરી હોય કે ફલાણો માણસ મને ગુસલ આપે તો તે જ માણસ પાસે ગુસલ અપાવવું વાજિબ નથી.

૪૨ મય્યિતને તેના નજીકના સગાએ ગુસલ આપવું મુસ્તહબ છે.

૪૩ મય્યિતને ગુસલ આપતી વખતે તેના ચેહરા પર રોશની, મુસ્કુરાહટ અથવા ખૂશ્બૂ વગેરે કોઈ પણ સારી નિશાની દેખાય તો તેને લોકોમાં જાહેર કરવું મુસ્તહબ છે.

૪૪ મય્યિતને ગુસલ આપતી વખતે ખુદા ન ખ્વાસ્તા તેનામાં કોઇ બુરી નિશાની જોવા મળે તો તેને જાહેર કરવું હરામ છે.

૪૫ મય્યિતને ગુસલ આપનારે તેના શરીર પર જરૂરત પૂરતી જ નજર કરવી. જરૂરત વગર તેના શરીર પર નજર કરવી નહિ.

૪૬ મય્યિતને ગુસલ આપનારે ગુસલ આપવા પહેલાં વુઝૂ કરવું મુસ્તહબ છે.

(૪૭) મય્યિતને ગુસલ આપનારનું દરેક પ્રકારની નાપાકી-ઓથી પાક હોવું અફ્ઝલ છે.

(૪૮) મય્યિતને ગુસલ આપતી વખતે લોબાન વગેરે ખૂશબૂની અંગેઠી—સગડી સળગતી રાખવી મુસ્તહબ છે.

૪૯ જનાબતની હાલતમાં વફાત પામનાર મય્યિતને પણ એક જ વખત ગુસલ આપવું જોઈએ. જનાબતને કારણે ડબલ ગુસલ આપવાની જરૂરત નથી.

૫૦ જનાબતની હાલતમાં વફાત પામનાર મય્યિતને કોગળા કરાવવા તેમ જ તેના નાકમાં પાણી પહોંચાડવું ફર્ઝ નથી. એટલે તેને કોગળા કરાવવા નહિ અને તેના નાકમાં પાણી પહોંચાડવું નહિ.

(૫૧) મય્યિતને ગુસલ આપનારે તેને ગુસલ આપવા માટે પોતે જે વુઝૂ કર્યું હતું તે વુઝૂ જો બાકી રહ્યું હોય તો તેનાથી જ જનાઝાની નમાઝ પઢી શકે છે. મય્યિતને ગુસલ આપવાથી ગુસલ આપનાર નાપાક થઇ જતો નથી.

(૫૨) મય્યિતને ગુસલ આપનારે ગુસલ આપવા પછી પોતે ગુસલ કરવું મુસ્તહબ છે.

૫૩ મય્યિતની પેશાની પર કલિમાની આંગળીથી શાહી (ink) વગર બિસ્મિલ્લાહ લખવું અને મય્યિતની

છાતી પર કલિમાની આંગળીથી શાહી વગર કલિમએ તય્યિબહ લખવું જાઈઝ છે.

## મય્યિતને કફન આપવું

૧ મય્યિતને કફન આપવું ફર્ઝે કિફાયહ છે.

૨ મર્દ મય્યિતને ઈઝાર, કફની અને લિફાફો-ચાદર, ત્રણ કપડાંમાં કફનાવવું સુન્નત છે.

૩ અવરત મય્યિતને ઈઝાર, કફની, લિફાફો-ચાદર, ઓઢણી અને સીનાબંધ એમ પાંચ કપડાંમાં કફનાવવું સુન્નત છે.

૪ ઈઝાર માથાથી પગ સુધી, કફની ગળાથી પગ સુધી, લિફાફો-ચાદર માથાથી પગ સુધી, સિવાય બંને તરફ બાંધી શકાય તેટલી લંબાઇ સુધી, ઓઢણી ત્રણ હાથ લાંબી, સીનાબંધ બગલોથી ઘૂંટણો સુધી-લંબાઈમાં આ પ્રમાણે કફન હોવું જોઈએ.

૫ કફનના બધાં જ કપડાં પાક હોવા જરૂરી છે.

૬ કફન મય્યિતની હાલત પ્રમાણે સાધારણ સારુ આપવું જોઈએ.

૭ મય્યિતને ઘણું જ કિંમતી કફન પહેરાવવું મકરૂહ છે.

# કફન પહેરાવવાનો તરીકો

૧ કફનને એક યા ત્રણ યા પાંચ યા સાત વખત લોબાન વગેરેની ધૂણી આપવી જોઈએ.

૨ મર્દ મય્યિત માટે ચાદર-લિફાફો પાથરી, તેની ઉપર ઈઝાર પાથરી, તેની ઉપર કફની પાથરવી અને કફનીનો ઉપલો ભાગ માથા તરફ ભેગો કરી મર્દ મય્યિતને સૂવડાવીને કફનીનું ગરેબાન મય્યિતના માથામાં નાખીને કફનીના ઉપલા ભાગને મય્યિતના શરીર પર લાંબો કરી આપવો જોઈએ.

૩ અવરત મય્યિત માટે પ્રથમ સીનાબંધ પાથરી, તેની ઉપર લિફાફો–ચાદર પાથરી, તેની ઉપર ઇઝાર પાથરીને પછી તેના પર કફની પાથરવી અને કફનીનો ઉપલો ભાગ માથા તરફ લાવી ભેગો કરીને અવરત મય્યિતને સૂવડાવીને કફનીનું ગરેબાન મય્યિતના માથામાં નાખીને કફનીના ઉપલા ભાગને મય્યિતના શરીર પર લાંબો કરી આપવો જોઈએ.

૪ અવરત મય્યિતના માથાના વાળોના બે ભાગ કરીને છાતી ઉપર, કફની ઉપર એવી રીતે મૂકી આપવા કે એક ભાગ જમણી તરફ અને બીજો ભાગ ડાબી તરફ રહે.

૫ અવરત મય્યિતના કફનમાં ઓઢણી એવી રીતે પહેરાવવી કે, માથા અને માથાના વાળોને ઢાંકવા તેને અર્ધી પીઠના નીચેથી પાથરીને માથા તરફ નિકાબ માફક બનાવીને છાતી પર છૂટી મૂકી આપવી, બાંધવાની જરૂર નથી.

૬ મય્યિતના માથા, દાઢી અને આખા શરીર પર ખૂશ્બૂ લગાડવી મુસ્તહબ છે.

૭ મર્દ મય્યિતને કેસર અને વરસ ઘાસ સિવાય બીજી બધી જાતની ખૂશ્બૂ લગાડવી જાઈઝ છે.

૮ મર્દ મય્યિતને કેસર અને વરસ ઘાસવાળી ખૂશ્બૂ લગાડવી મકરૂહ છે.

૯ મય્યિતની પેશાની, નાક, બંને હાથ, બંને ઘૂંટણો અને બંને પગોની ઉપર કાફૂર લગાડવું જોઈએ.

૧૦ મર્દ મય્યિતની ઈઝાર ડાબી તરફથી મય્યિતના શરીર ઉપર પાથરવી અને તેની ઉપર ઈઝારના જમણી તરફના ભાગને પાથરવો. ત્યાર પછી લિફાફા-ચાદરના ડાબા ભાગને મય્યિત પર પાથરવો અને ત્યાર બાદ જમણા ભાગને મય્યિત પર પાથરી મય્યિતને કફનમાં બંધ કરી આપવી જોઈએ.

૧૧ અવરત મય્યિતના માથાનાં વાળના બે ભાગ કરીને તેની છાતી—કફની ઉપર એક જમણી તરફ અને એક ડાબી તરફ મૂકી આપવા અને માથા તથા વાળોની

ઉપર ઓઢણી મૂકવી, પછી ઈઝારના ડાબા ભાગને મય્યિતના શરીર ઉપર પાથરી, તેની ઉપર ઈઝારના જમણા ભાગને મૂકવો અને લિફાફા–ચાદરના ડાબા ભાગને મય્યિત પર પાથરીને જમણા ભાગને ડાબા ભાગ પર પાથરવો–આ રીતે મય્યિતને કફનમાં બંધ કરી આપવી જોઈએ.

૧૨ અવરત મય્યિતનું સીનાબંધ ઈઝારને લપેટયા પછી અને લિફાફાને લપેટવા પહેલાં બાંધવું વધુ સારું છે.

## જનાઝા ઉઠાવવાનો તરીકો

૧ મય્યિતના જનાઝાને ઉઠાવવું ફર્ઝે કિફાયા છે.

૨ જનાઝાના ચાર પાયાને ચાર માણસોએ ખભાઓ પર મૂકવા જોઈએ.

૩ જનાઝાને ખભાઓ પર ઉઠાવવું ઘણાં જ સવાબનું કામ છે.

૪ મુસલમાનોએ જનાઝાને ખભો આપવામાં કોશિશ કરવી જોઈએ.

૫ જનાઝાને ચાળીસ કદમ ઉઠાવવાથી ઉઠાવનાર મુસલમાનના ચાળીસ કબીરા ગુનાહો માફ થઈ જાય છે.

૬ જનાઝાના ચારેવ પાયાને ખભો આપનાર મુસલમાનની મગફિરત થઈ જશે.

૭ જનાઝાના ગમે તે તરફના પાયાને ખભા પર મૂકી દસ કદમ ચાલવું. ત્યાર બાદ બીજા, પછી ત્રીજા અને ચોથા પાયાને ખભા પર મૂકી ચાળીસ કદમ સુધી ચાલવું સુન્નત છે.

૮ જનાઝાને આગળથી પોતાના જમણા ખભા પર ઉંચકી દસ કદમ ચાલવું. પછી પાછળથી જમણા ખભા પર મૂકી દસ કદમ ચાલવું. ત્યાર બાદ જનાઝાને આગળથી ડાબા ખભા પર પછી પાછળથી ડાબા ખભા પર મૂકી દસ દસ કદમ ચાલવું. આમ કુલ ચાળીસ કદમ જનાઝો ઉઠાવી ચાલવું કમાલે સુન્નત છે.

૯ મય્યિતનું માથું આગળ રહે એ પ્રમાણે જનાઝો ઉઠાવીને ચાલવું જોઈએ.

૧૦ મય્યિત હાલે નહિ એટલા પ્રમાણમાં જનાઝો લઇને જલદી ચાલવું સુન્નત છે.

૧૧ જનાઝાને લઇને એટલું બધું જલદી ચાલવું કે મય્યિત જનાઝામાં હાલવા માંડે, મકરૂહ છે.

૧૨ મૌત થયા પછી મય્યિતને દફન કરતાં સુધી દરેક કામમાં ઉતાવળ કરવી અફઝલ છે.

૧૩ જનાઝાની પાછળ ચાલવું અફઝલ છે. જનાઝાને પાછળ રાખી લોકોએ તેની આગળ ચાલવું મકરૂહે તનઝીહી છે.

૧૪ જનાઝાની જમણે-ડાબે ચાલવું સારું નથી; બલકે પાછળ ચાલવું મુસ્તહબ છે.

૧૫ જનાઝો ઘણો જ આગળ નીકળી ગયો હોય તો ઉતાવળે ચાલી અથવા દોડીને જનાઝાની સાથે થઈ જવું જોઈએ.

૧૬ જનાઝાની આગળ ચાલવામાં કંઈ ગુનોહ નથી; પરંતુ પાછળ ચાલવું વધુ અફ્ઝલ છે.

૧૭ જનાઝો લઈ જતી વખતે દુન્યવી વાતો કરવી જોઇએ નહિ.

૧૮ જનાઝો લઈ જતી વખતે ખામોશ રહી, મૌત અને કબરની હાલતોને સામે રાખીને ચાલવું જોઈએ.

૧૯ જનાઝો લઈ જતી વખતે કંઈ પઢવું હોય તો મનોમન ઝિક્ર કરતાં કરતાં ચાલવું જોઈએ.

૨૦ જનાઝો લઇને બલંદ અવાજે ઝિક્ર કરતાં કરતાં યા પઢતાં પઢતાં ચાલવું મકરૂહે તહરીમી છે.

૨૧ જનાઝાની સાથે હસતાં હસતાં ચાલવું ભયંકર બદનસીબી છે.

૨૨ જનાઝાની સાથે ચાલવાવાળામાંથી કોઈએ એમ એલાન કરતું રહેવું કે તમે આ મય્યિત માટે મગફિરતની દુઆ કરો, અલ્લાહ તમારી મગફિરત ફરમાવશે, મકરૂહ છે.

૨૩ પાડોશી મય્યિત, સગા મય્યિત અને પરહેઝગાર

મય્યિતને દફનાવવા જવું નફલ નમાઝો પઢવાથી પણ વધુ અફઝલ છે.

૨૪ મય્યિતની સાથે અથવા મય્યિતવાળા ઘરે ચીસો પાડીને જોરજોરથી રડવું મકરૂહે તહરીમી છે.

૨૫ મય્યિતના સાથે અથવા મય્યિતવાળા ઘરે અવાજ કર્યા વગર બેઈખ્તિયાર રડવું જાઈઝ છે.

૨૬ મય્યિત થવા પર સબ્ર કરવી અને બિલકુલ ન રડવું અફઝલ છે.

૨૭ મય્યિતના જનાઝાને નીચે મૂકવા પહેલાં બેસવું મકરૂહે તહરીમી છે.

૨૮ કમઝોરીને કારણે બેસવું પડે તો તેના માટે જનાઝાને ઉતારવા પહેલાં બેસવું મકરૂહ નથી.

૨૯ જનાઝાની નમાઝ પઢવા માટે ઈમામ કિબ્લા તરફ મુખ કરે ત્યારે તેમની જમણી તરફ મય્યિતનું માથું રહે એ પ્રમાણે જનાઝાને મૂકવો જોઈએ.

૩૦ જનાઝાની નમાઝ પઢ્યા પછી મય્યિતને દફનાવવા માટે પણ જવું જોઈએ.

૩૧ જનાઝાની નમાઝ પઢ્યા પછી મય્યિતના વાલી-ઓની પરવાનગી વગર દફનાવવા પહેલાં ઘરે ચાલ્યા જવું જાઈઝ નથી.

૩૨ મય્યિતને દફનાવી દીધા પછી ઘરે જવા માટે મય્યિતના વાલીઓની પરવાનગી લેવાની જરૂર નથી.

# જનાઝાની નમાઝ

૧ મુસલમાન મય્યિતના જનાઝાની નમાઝ પઢવી ફર્ઝે કિફાયા છે.

૨ મકરૂહ વખતોમાં જનાઝાની નમાઝ પઢવી મકરૂહે તહરીમી છે.

૩ જનાઝાની નમાઝ પઢનારનું શરીર નજાસતે હકીકિય્યહ અને હુકમિય્યહથી પાક હોવું ફર્ઝ છે.

૪ જનાઝાની નમાઝ પઢવા માટે વુઝૂ કરવું ફર્ઝ છે.

૫ જનાઝાની નમાઝ સહીહ થવા માટે મય્યિતનું અને કફનનું પાક હોવું જરૂરી છે.

૬ મય્યિતનું કફન નાપાક હશે તો જનાઝાની નમાઝ સહીહ અદા થશે નહિ.

૭ જનાઝાની નમાઝ પઢવાની જગ્યાનું પાક હોવું જરૂરી છે.

૮ જનાઝો અથવા જનાઝો મૂકવાની જગ્યા અથવા જનાઝાની નમાઝ પઢવાની જગ્યા નાપાક હશે તો જનાઝાની નમાઝ સહીહ અદા થશે નહિ.

૯ જનાઝાની નમાઝ છૂટી જવાનો ભય હોય તો તયમ્મુમ કરીને જનાઝાની નમાઝમાં શરીક થવું જાઈઝ છે.

૧૦ જનાઝાને નીચે મૂકીને જનાઝાની નમાઝ પઢવી જરૂરી છે.

૧૧ જનાઝો ઊંચકીને અથવા ગાડીમાં મૂકીને જનાઝાની નમાઝ પઢવાથી નમાઝ સહીહ અદા થશે નહિ.

## જનાઝાની નમાઝના ફરાઇઝ

૧ જનાઝાની નમાઝના બે ફર્ઝ છે :

(૧) ચાર વખત અલ્લાહુ અકબર કહેવું. (૨) ઊભા રહીને જનાઝાની નમાઝ પઢવી.

૨ જનાઝાની નમાઝ પઢનાર દરેક મુસલ્લીએ ચાર વખત અલ્લાહુ અકબર બોલવું ફર્ઝ છે.

## જનાઝાની નમાઝની સુન્નતો

૧ જનાઝાની નમાઝમાં ત્રણ વસ્તુઓ સુન્નતે મુઅક્કદા છે.

(૧) જનાઝાની નમાઝની પહેલી તકબીર પછી પૂરી સના પઢવી.

(૨) જનાઝાની નમાઝની બીજી તકબીર પછી હઝરત મુહમ્મદ (સલ.) પર દુરૂદ શરીફ પઢવું.

(૩) જનાઝાની નમાઝની ત્રીજી તકબીર પછી મય્યિત માટે મગફિરતની દુઆ કરવી.

૨ નીચેના ત્રણ ટાઇમોમાં જનાઝાની નમાઝ પઢવી મકરૂહે તહરીમી છે.

(૧) સૂર્યોદય વખતે–સૂર્યોદય પછી પંદર મિનિટ થતાં સુધી.
(૨) અર્ધા દિવસ પર.
(૩) સૂર્યાસ્ત પહેલાં પંદર મિનિટથી સૂર્યાસ્ત થતાં સુધી.

૩ જે જનાઝો અસર પછીના મકરૂહ વખતમાં જ તૈયાર થયો હોય તો તે જનાઝાની નમાઝ તે જ વખતે પઢવી મકરૂહ નથી.

૪ જનાઝાની નમાઝ પઢવાનો દિલમાં ઈરાદો કરવો જોઈએ.

૫ જનાઝાની નમાઝની નિય્યત આ પ્રમાણે કરવી જોઈએ કે, હું અલ્લાહ તઆલાની ઈબાદત માટે કિબ્લા તરફ મુખ કરીને ઇમામની પાછળ આ ફર્ઝને અદા કરવા માટેનો ઇરાદો કરું છું.

૬ જનાઝાની નમાઝની નિય્યત અરબીમાં આ પ્રમાણે છે : નવય્તુ અદા-અ હાઝિહિલ ફરીદતિ ઈબાદતન્ લિલ્લાહિ તઆલા મુન્તવજ્જિહન્ ઈલલ્ કા'બતિ મુક્તદિયન્ બિલ્ઈમામિ.

૭ જનાઝાની નમાઝમાં પાછળથી આવનારે ઈમામે સલામ ફેરવ્યા પછી પોતાની છૂટેલી તકબીરો કહી આપવી ફર્ઝ છે.

૮ ઈમામે ચારેવ તકબીરો કહી લીધા પછી આવનારે

ઈમામના સલામ ફેરવ્યા પછી ત્રણ તકબીરો કહી લેવી ફર્ઝ છે.

૯ મય્યિતની છાતી પાસે નજીકમાં જ ઊભા રહીને ઇમામે નમાઝ પઢાવવી મુસ્તહબ છે.

૧૦ જનાઝાની નમાઝ માટે ત્રણ, પાંચ, સાત, નવ-એ પ્રમાણે સફો બનાવવી મુસ્તહબ છે.

૧૧ જનાઝાની નમાઝમાં છેલ્લી સફમાં ઊભા રહેવું વધુ અફઝલ છે.

૧૨ જનાઝાની નમાઝમાં સફોની ફઝીલત છેલ્લેથી શરૂ થાય છે.

૧૩ મય્યિતના વાલીઓમાંથી જો કોઇ, મસ્જિદના ઈમામ કરતાં વધુ બેહતર હોય તો મય્યિતના તે વાલીએ જનાઝાની નમાઝ પઢાવવી બેહતર છે.

૧૪ મય્યિતના વાલીઓમાંથી જો કોઇ, મસ્જિદના ઈમામ કરતાં બેહતર ન હોય તો પછી મસ્જિદના ઈમામ જનાઝાની નમાઝ પઢાવવાના હક્દાર છે. આવી સૂરતમાં મસ્જિદના ઈમામ પાસે જનાઝાની નમાઝ પઢાવવી મુસ્તહબ છે.

૧૫ મય્યિતે વસિય્યત કરી હોય કે ફલાણો માણસ મારા જનાઝાની નમાઝ પઢાવે તો તે વસિય્યત બાતિલ છે.

૧૬ મય્યિતે જે માણસ પાસે જનાઝાની નમાઝ

પઢાવવાની વસિય્યત કરી હોય તો તે જ માણસ પાસે જનાઝાની નમાઝ પઢાવવી વાજિબ નથી.

૧૭ મસ્જિદમાં જનાઝાની નમાઝ પઢવી મકરૂહે તહરીમી છે.

૧૮ આમ રસ્તામાં જનાઝાની નમાઝ પઢવી મકરૂહ છે.

૧૯ બીજાની જમીનમાં કે જે જનાઝાની નમાઝ પઢવા માટે મનાઈ કરતો હોય, જનાઝાની નમાઝ પઢવી મકરૂહ છે.

૨૦ જનાઝાની નમાઝ પઢવા માટે જે મસ્જિદ બનાવી હોય તેમાં જનાઝાની નમાઝ પઢવી જાઈઝ છે.

૨૧ ઇદગાહ અને કબ્રસ્તાનમાં જનાઝાની નમાઝ પઢવી જાઈઝ છે.

૨૨ કબ્રસ્તાનમાં સામે કબરો હોય તો એવા સ્થળે જનાઝાની નમાઝ પઢવી જાઈઝ છે.

૨૩ મગરિબ, ઝોહર, ઈશા અને જુમ્અહ વખતે જનાઝો હાજર થાય તો જે-તે નમાઝના ફર્ઝ પઢીને સુન્નતો પઢવા પહેલાં જનાઝાની નમાઝ પઢવી જોઈએ.

## મચ્યિતને દફનાવવું

૧ મુસલમાન મય્યિત જો દરિયામાં ન હોય; બલકે જમીનપટ પર હોય તો તેને દફન કરવું ફર્ઝે કિફાયા છે.

૨ જમીન મજબૂત હોય તો લહદ–બગલી કબર ખોદવી સુન્નત છે.

૩ લહદ–બગલી કબરની વ્યાખ્યા : પૂરી ઊંડી કબર ખોદીને એની અંદર કિબ્લા તરફ કબરની લંબાઈ બરાબર એક ખાડો ખોડવામાં આવે છે, જેમાં મય્યિતને મૂકી શકાય.

૪ જમીન મજબૂત ન હોય તો કબ્રે શક (સંદૂકી કબર) ખોદવી જાઈઝ છે.

૫ સંદૂકી કબરની વ્યાખ્યા : કબર ખોદયા પછી મય્યિતને મૂકવા માટે તેની વચ્ચે નહેર જેવો ખાડો ખોદવામાં આવે છે.

૬ કબરની લંબાઈ મય્યિતના કદ પ્રમાણે હોવી જોઈએ.

૭ કબરની પહોળાઇ મય્યિતના અર્ધા કદ પ્રમાણે હોવી જોઇએ.

૮ મય્યિતને દફન કરવામાં પાકી ઇંટોને વાપરવી મકરૂહ છે.

૯ મય્યિતને કબરમાં ઊતારવા માટે જરૂરત પ્રમાણે ગમે તેટલા માણુસ ઊતરી શકે છે.

૧૦ મય્યિતને કબરમાં અમાનતદાર માણુસોએ ઊતારવું મુસ્તહબ છે.

૧૧ મય્યિતને કબરમાં ઊતારતી વખતે ખુદા ન ખ્વાસ્તા

કોઇ બુરી નિશાની જોવા મળે તો તેને જાહેર કરવી હરામ છે.

૧૨ અવરત મય્યિતને કબરમાં ઊતારવા માટે મહરમ સગાઓ બીજાઓ કરતાં વધુ અફઝલ છે.

૧૩ અવરત મય્યિતને કબરમાં ઊતારવા માટે મહેમાનોની ગેરહાજરીમાં નામહરમ સગાઓ પરાયા કરતાં વધુ અફઝલ છે.

૧૪ અવરત મય્યિતને કબરમાં ઊતારવા માટે મહરમ અથવા ગેર મહરમ સગાઓ હાજર ન હોય તો પરાયા લોકોએ તેને કબ્રમાં ઊતારવામાં કંઇ જ ગુનોહ નથી.

૧૫ મય્યિતને કિબ્લા તરફથી કબરમાં ઊતારવી મુસ્તહબ છે.

૧૬ કબરના પગો તરફ જનાઝો મૂકીને મય્યિતના માથા તરફથી મય્યિતને કબરમાં ઊતારવી મકરૂહ છે.

૧૭ મય્યિતને કબરમાં ઊતારવાવાળાઓએ તેને કબરમાં ઊતારતી વખતે "બિસ્મિલ્લાહી વ અલા મિલ્લતિ રસૂલિલ્લાહ" પઢવું મુસ્તહબ છે.

૧૮ મય્યિતને કબરમાં જમણી કરવટ પર કરી, તેનું મુખ કિબ્લા તરફ કરીને સૂવડાવવું સુન્નત છે.

૧૯ મય્યિતને કિબ્લારુખ રાખવા માટે મય્યિતની પાછળ ઢેફાનો ટેકો આપી દેવો જોઈએ કે જેથી તેનું મુખ કિબ્લા તરફ રહી શકે.

૨૦ મય્યિતને ચત્તાપાટ સૂવડાવીને મય્યિતનું માત્ર મુખ

ક્િબ્લા તરફ કરી આપવું એ સુન્નત તરીકાના વિરુદ્ધ છે.

૨૧ મય્યિતને કબરમાં ચત્તાપાટ સૂવડાવવાની હદીષમાં મનાઈ આવેલી છે.

૨૨ મય્યિતનું માત્ર ક્િબ્લા તરફ મુખ કરી દેવું કાફી નથી બલકે આખા બદનને સારી રીતે કરવટ આપી દેવી જોઇએ.

૨૩ મય્યિતના કબરમાં સૂવડાવ્યા પછી તેના માથા અને પગો તરફની કફનની ગાંઠો ખોલી નાખવી જોઈએ.

૨૪ મય્તિના કફનની ગાંઠો ખોલતી વખતે "અલ્લાહુમ્મ લા તહ્‌રિમ્ના અજ્‌રહૂ વલા તફ્‌તિન્ના બઅ્‌દહૂ" પઢવું જોઈએ.

૨૫ અવરત મય્યિતને કબરમાં ઊતારતી વખતે કબરને બંધ કરતાં સુધી પર્દો રાખવો જોઇએ.

૨૬ કબરમાં પાકી ઈંટોનો વપરાશ કરવો મકરૂહે તહરીમી છે.

૨૭ ઘણી જ હવા ચાલતી હોય અને કફન ખુલી જવાનો ભય હોય ત્યારે અવરત મય્યિતને કબરમાં ઊતારતી વખતે પર્દો કરવો વાજિબ છે.

૨૮ અવરત મય્યિતને કબરમાં ઊતારતી વખતે કફન ખુલી જવાનો ભય ન હોય તો તેને કબરમાં ઊતારતી વખતે પર્દો કરવો મુસ્તહબ છે.

૨૯ અવરત મય્યિતને દફનાવવા લઇ જતી વખતે જનાઝો ઢાંકીને લઈ જવો જોઈએ.

૩૦ કબરને એક વેંટ અથવા સાધારણ ઊંચી કરવી જોઈએ.

૩૧ કબરને માટી નાખી નાખીને પુષ્કળ ઊંચી બનાવવી મકરૂહે તહરીમી છે.

૩૨ મય્યિતને દફનાવ્યા પછી દરેકે બંને હાથો વડે ત્રણ ત્રણ પોશ માટી લઇને કબર પર નાખવી મુસ્તહબ છે.

૩૩ કબરને ઊંટના ઢેકા જેવી ઢળતી બનાવવી મુસ્તહબ છે.

૩૪ કબરને ચોખંડી ચબુતરાની માફક બનાવવાની હદીષમાં મનાઈ આવેલી છે.

૩૫ મય્યિતને કબરમાં દફન કરી, કબ્રને બંધ કર્યા પછી કબર પર પાણી છાંટવું મુસ્તહબ છે.

૩૬ કબર પર માથા તરફથી પગ તરફ પાણી છાંટવું.

૩૭ કબર ચણાવીને પાકી બનાવવી હરામ છે.

૩૮ કબર પર કોઈ ઈમારત બનાવવી હરામ છે.

૩૯ મય્યિતને રાતે દફનાવવું જાઇઝ છે.

૪૦ મય્યિતને દિવસે દફનાવવું મુસ્તહબ છે.

૪૧ એક ઊંટ ઝબહ કરીને તેનો ગોશ્ત વહેંચવામાં જેટલો સમય લાગે એટલા સમય સુધી મય્યિતને દફન કર્યા પછી તેની કબર પર થોભવું મુસ્તહબ છે. આરબો આ બંને કામ અતિ ફૂર્તિથી કરી

લેવા ટેવાયલા હતા. જો અસરની નમાઝ પછી આ બંને કામ કરતા તો મગરિબથી ઘણા સમય પહેલાં પરવારી જતા હતા.

૪૨ કબર પર થોભવા દરમિયાન કુર્આન શરીફની તિલાવત અને મય્યિત માટે મગફિરતની દુઆ કરતાં રહેવું જોઈએ.

૪૩ મય્યિતને મુન્કર-નકીરના સવાલોના જવાબોમાં કામિયાબી મળે, એ માટે દુઆ કરવી જોઈએ.

૪૪ મય્યિતને દફન કર્યા પછી મય્યિતના માથા તરફ સૂરએ બકરહની શરૂની આયતો અને મય્યિતના પગો તરફ સૂરએ બકરહની છેલ્લી આયતો પઢવી મુસ્તહબ છે.

૪૫ મય્યિતને દફન કર્યા પછી થોડા કદમ ચાલીને ફાતિહા પઢવું બિદઅત છે.

૪૬ મય્યિતને સવાબ પહોંચાડવા જે કાંઈ પઢવું હોય તે કબર પાસે પઢીને તેનો સવાબ પહોંચાડવો જોઇએ.

૪૭ ગમે ત્યાં રહીને કુર્આન શરીફ પઢીને મય્યિતને તેનો સવાબ પહોંચાડી શકાય છે.

૪૮ ગમે ત્યાં રહીને નેક કામ કરી તેનો સવાબ મય્યિતને પહોંચાડી શકાય છે.

૪૯ મય્યિતને દફન કરતી વખતે સુન્નત તરીકા પ્રમાણે

જમણી કરવટ પર સૂવડાવવાનું ભૂલી જવાયું અને પછી યાદ આવ્યું તો માટી નાખતી વખતે જો યાદ આવે તો કબર ખોલીને મય્યિતને જમણી કરવટે કરી આપવી જાઈઝ છે. દફ્ન કર્યા પછી યાદ આવે તો કબર ખોલવી જાઈઝ નથી.

૫૦ કબ્રસ્તાનમાંથી લીલી ઘાસ કાપી નાખવી મકરૂહ છે.

# કબરોની ઝિયારત

૧ મુસલમાનોના કબ્રસ્તાનમાં જઇ મર્હૂમો માટે મગફિરતની દુઆઓ કરવી મુસ્તહબ છે.

૨ કબરોની ઝિયારત કરવાથી દિલમાં નરમી પેદા થાય છે અને મૌત યાદ આવે છે તેમ જ દુનિયા ફાની માલૂમ પડે છે.

૩ કબરોની ઝિયારત કરવાથી મર્હૂમો માટે દુઆ અને ઈસ્તિગફાર થાય છે.

૪ અઠવાડિયામાં એક વખત કબ્રસ્તાને જવું મુસ્તહબ છે.

૫ જુમ્અહ, શનિવાર, સોમવાર, જુમેરાત–આ દિવસોમાં કબ્રસ્તાને જવું મુસ્તહબ છે.

૬ જુમ્અહના દિવસે સવારમાં કબ્રસ્તાને જવું ઘણું જ અફ્ઝલ છે.

૭ શા'બાનની પંદરમી રાતે કબ્રસ્તાને જવું અફ્ઝલ છે.

(૮) ઝિલ્હજ્જના દસ દિવસોમાં કબ્રસ્તાને જવું અફ્ઝલ છે.

(૯) બંને ઇદ્દોના દિવસે કબ્રસ્તાને જવું અફ્ઝલ છે.

(૧૦) મુહર્રમના પ્રથમ દસ દિવસોમાં કબ્રસ્તાને જવું અફ્ઝલ છે.

૧૧ જુમેરાત અને જુમ્અહના કબ્રસ્તાનમાં જનારને મહૂર્મો ઓળખી લે છે.

૧૨ કબ્રસ્તાનમાં જનારને તેની જાન–પહેચાનવાળા મહૂર્મો ઓળખે છે અને ઘણા જ ખૂશ થાય છે અને સલામનો જવાબ આપે છે તથા આવનાર સાથે ઘણી જ મુહબ્બત કરે છે.

૧૩ જે મહૂર્મો કબ્રસ્તાનમાં જનારને ઓળખતા નથી, તે મહૂર્મો પણ કબ્રસ્તાને જનારને જોઈને ખૂશ થાય છે, સલામનો જવાબ આપે છે.

(૧૪) હુઝૂરે અકરમ હઝરત મુહમ્મદ મુસ્તફા (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) દર વર્ષે ઉહદના શહીદોની ઝિયારત કરવા માટે મદીના શરીફથી તશરીફ લઈ જતા હતા.

(૧૫) ખુલફાએ રાશિદીન (રદિ.) દર વર્ષે ઉહદના શહીદોની ઝિયારત કરવા માટે તશરીફ લઈ જતા હતા.

(૧૬) અવરતોએ કબ્રસ્તાનમાં જવું જાઈઝ નથી.

(૧૭) કબરો પર જનારી અવરતો પર અલ્લાહ તઆલાની લા'નત વરસે છે.

(૧૮) કબરો પર ઉર્સ મનાવવો હરામ છે.

(૧૯) કબ્રસ્તાનમાં જવા પહેલાં બે રકાત નફલ નમાઝ પઢવી, જેની બંને રકાતોમાં સૂરએ ફાતિહા પછી આયતુલ કુર્સી એક વખત અને સૂરએ ઈખ્લાસ ત્રણ ત્રણ વખત પઢવી અને તેનો સવાબ મર્હૂમોને પહોંચાડવો મુસ્તહબ છે.

(૨૦) કબ્રસ્તાનમાં જવા પહેલાં બે રકાત નફલ પઢી તેનો સવાબ મર્હૂમોને બખ્શવાથી તેમની કબરો મુનવ્વર થઈ જાય છે.

૨૧ બે રકાત નફલ પઢીને સીધા કબ્રસ્તાનમાં જતાં રહેવું જોઈએ.

૨૨ કબ્રસ્તાને જઈને જો તકલીફ જેવું ન હોય તો જોડા ઊતારી નાખવા જોઈએ.

૨૩ કબ્રસ્તાનમાં જઈને આ દુઆ પઢવી : અસ્સલામુ અલયકુમ દા-ર કવ્મિમ્ મુઅમિની-ન વઈન્ના ઈન્શા અલ્લાહુ બિકુમ લાહિકૂન, વ નસ્અલુલ્લા-હ લના વલકુમુલ્ આફિય-ત.

૨૪ લાંબી સલામ ન આવડે તો માત્ર "અસ્સલામુ અલયકુમ યા અહ્‌લલ કુબૂર" કહેવું જોઈએ.

(૨૫) કોઈ ખાસ માણસની કબર પાસે જવાનો ઈરાદો

કરે ત્યારે કબર પાસે જોડા ઊતારીને કબરના પગો તરફથી જઈને મહૂંમોના મ્હોંની સામે પગો તરફ ઊભા રહેવું જોઈએ.

૨૬ મહૂંમોની હયાતીમાં જે પ્રમાણે તેમનો માનમરતબો જાળવવામાં આવતો હતો, તે પ્રમાણે કબર પર જાળવવો જોઈએ.

૨૭ કબર પર પગો તરફથી જવામાં તકલીફ હોય તો જે તરફથી સહૂલત પડે તે તરફથી કબર પાસે જવું જાઈઝ છે.

૨૮ કબ્રસ્તાનમાં સૂરએ ફાતિહા, સૂ. બકરહની શરૂની આયતો, આયતુલ કુર્સી, સૂ. બકરહની છેલ્લી આયતો સૂરએ યાસીન શરીફ, સૂરએ તબારક શરીફ, સૂરએ તકાષુર એક એક વખત અને સૂરએ ઈખ્લાસ અગિયાર કે બાર વખત અથવા ત્રણ, પાંચ, સાત અને નવ વખત પઢીને અથવા મજકૂર આયતોમાંથી કુર્આન શરીફની જે કંઈ આયતો પઢી શકાય તે પઢીને મહૂંમોને તેનો સવાબ બખ્શી આપવો જોઇએ.

૨૯ કબ્રસ્તાનમાં સૂરએ યાસીન શરીફ પઢવાથી તે દિવસે મહૂંમોને કબરના અઝાબથી છૂટકારો મળી જાય છે અને સૂરએ યાસીન શરીફ પઢનારને મહૂંમોની સંખ્યા પ્રમાણે સવાબ મળે છે.

૩૦ કબ્રસ્તાનમાં ૧૧ વખત સૂરએ ઈખ્લાસ પઢવાથી પઢનારને મહૂર્મોની સંખ્યા પ્રમાણે સવાબ મળે છે.

૩૧ કબરને ચૂમવી-ચાટવી હરામ છે.

૩૨ કબર સામે ઝુકવું હરામ છે.

૩૩ કબરની માટી પોતાના મ્હોં ઉપર મસળવી હરામ છે.

૩૪ કબરનો તવાફ કરવો હરામ છે.

૩૫ કબર પર ફૂલો ચઢાવવા બિદઅત છે.

૩૬ કબર પર ચાદર ચઢાવવી બિદઅત છે.

૩૭ કબર પર લીલી ડાળખી મૂકવી જાઈઝ છે. કબર પર લીલા પાતરાં નાખવા જાઈઝ છે.

૩૮ અવલિયાએ કિરામ (રહ.), બુઝુર્ગાને દીનની કબરોની ઝિયારત કરવા માટે સફર કરીને જવું જાઈઝ છે.

૩૯ અવલિયાએ કિરામ (રહ.)ની કબરોને સિજદા કરવા શિર્ક છે.

## કબરોની ઝિયારતના પ્રકાર

૧ માત્ર મૌત અને આખિરતને યાદ કરવા માટે કબરોની ઝિયારત કરવી કાફી છે.

૨ મર્હૂમોના હકમાં મગફિરતની દુઆ કરવા માટે કબરોની ઝિયારત કરવી દરેક મુસલમાન માટે સુન્નત છે.

૩ બરકત હાસિલ કરવા માટે પરહેઝગાર લોકોની

કબરોની ઝિયારત કરવી. કારણ કે, પરહેઝગારોને બરઝખમાં ઘણી જ બરકતો પ્રાપ્ત છે.

૪ દોસ્તી અને સગાઈનો હક અદા કરવા માટે માં-બાપ ભાઈ-બહેન વગેરે સગાઓની કબરોની ઝિયારત કરવી.

૫ જુમ્અહના દિવસે માં-બાપની કબરોની ઝિયારત કરવામાં હજનો સવાબ મળે છે.

૬ મહેરબાની અને ઉન્સિયત માટે કોઈ પણ મુસલમાનની કબર પાસેથી પસાર થતી વખતે તેમને સલામ કરવાથી તે મહૂર્મ મુસલમાન સલામ કરનારને ઓળખી નાખે છે અને ખૂશ થઈને સલામનો જવાબ આપે છે.

૭ કબરો પર દીવા-બત્તી કરવી હરામ છે.

## તઅઝિયત

૧ જે ઘરે મૌત થયું હોય તે ઘરવાળાઓને આશ્વાસન, સબ્ર કરવાની પ્રેરણા અને મહૂર્મ માટે મગફિરતની દુઆ આપવાને તઅ્ઝિયત કહેવામાં આવે છે.

૨ મુસીબતવાળા માણસને તસલ્લી યા આશ્વાસન આપી તઅ્ઝિયત કરવી મુસ્તહબ છે.

૩ જેના ઘરે મૌત થયું હોય તે ઘરવાળાઓને તસલ્લી આપી તઅ્ઝિયત કરવી મુસ્તહબ છે.

૪ મુસીબતગ્રસ્ત માણસને તસલ્લી, ધારસ અને હિમ્મત આપનારને અલ્લાહ તઆલા કિયામતના દિવસે મહાનતા અને ઈઝ્ઝતનો લિબાસ પહેરાવશે.

૫ તઅ્ઝિયત કરનારને તઅ્ઝિયત પ્રમાણે સવાબ મળે છે.

૬ મહોલ્લાવાળાઓ, સગાઓ અને દોસ્ત બિરાદરોએ તઅ્ઝિયત અને ગમખ્વારી માટે જવું ઘણાં જ સવાબનું કામ છે.

૭ મૌત પછી ત્રણ દિવસ સુધી તઅ્ઝિયત કરવી જાઇઝ છે.

૮ મૌતને ત્રણ દિવસ થઈ ગયા પછી તઅ્ઝિયત કરવી મકરૂહે તનઝીહી છે.

૯ દૂર વસતા માણસને ત્રણ દિવસ પછી તઅ્ઝિયત કરવી જાઈઝ છે.

૧૦ મય્યિતને દફન કરવા પહેલાં તઅ્ઝિયત કરવી જાઇઝ છે.

૧૧ મય્યિતને દફનાવ્યા પછી તઅ્ઝિયત કરવી અફઝલ છે.

૧૨ મય્યિતને દફન કર્યા પછી કબર પાસે તઅ્ઝિયત કરવી બિદઅત છે.

૧૩ કબર એ તઅ્ઝિયતની જગ્યા નથી કે મય્યિતને દફન કર્યા પછી તેની પાસે તઅ્ઝિયત કરવામાં આવે; બલકે એ તો દફન કર્યા પછી કુર્આન શરીફ પઢવા, મય્યિતની સાબિત કદમી અને તેની કામિયાબી માટે દુઆ કરવાની જગ્યા છે.

૧૪ મચ્યિતના બધાં સગાઓની તઅ્ઝિયત કરવી મુસ્તહબ છે.

૧૫ તઅ્ઝિયત કરવાની રીત આ પ્રમાણે છે : અલ્લાહ તઆલા આપના મહૂંમની મગફિરત ફરમાવે, મહૂં-મને માફ ફરમાવે, પોતાની રહમતોમાં ઢાંકી લે અને આપને આ મુસીબત પર સબ્ર અતા ફરમાવે તેમજ આપને મહૂંમની વફાત પર સવાબ અતા ફરમાવે.

૧૬ મચ્યિતના ઘરવાળાઓ માટે પાડોશી અથવા સગાએ એક દિવસ અથવા ત્રણ દિવસ સુધી ખાણું પકાવી લાવવું મુસ્તહબ છે.

૧૭ મચ્યિતના ઘરવાળાઓને પાડોશી અથવા સગાએ પોતે લાવેલ ખાણાને આગ્રહપૂર્વક ખવડાવવું સુન્નત છે.

૧૮ મચ્યિતના ઘરવાળાઓ સિવાય બીજા ઘણાં જ લોકોએ ખાણું ખાવું જાઇઝ નથી.

૧૯ મચ્યિતના કફ્ન-દફ્ન વગેરેમાં મશગૂલ રહેનાર માણસોએ મચ્યિતના ઘરવાળાઓની સાથે ખાવું જાઈઝ છે.

૨૦ મચ્યિતના ઘરવાળાઓ પાસે બહારથી રડવા, કકડવા, કૂટવા, ચીખવા અને માતમ કરવા આવનાર અવરતોને ખાણું આપવું હરામ છે. કારણ કે, મજ્કૂર કામો હરામ છે તો તે કામો કરનારને સહકાર આપવો પણ હરામ છે.

૨૧ મય્યિતના ઘરવાળાઓની દાવતો ખાવી હરામ છે.

૨૨ મય્યિતનો માલ વારિસોએ વહેંચી લીધા પછી કોઈ વારિસ પોતાના ભાગે આવેલા માલમાંથી ગરીબોને ખવડાવે તો એ દાવત જાઈઝ છે.

૨૩ મય્યિતના વારિસોમાંથી કોઈ હાજર ન હોય તો તેની પરવાનગી વગર બીજા વારિસોની માત્ર ઈજાઝતથી મય્યિતના માલની વહેંચણી કર્યા વિના તેમાંથી ગરીબોને ખવડાવવું હરામ છે.

૨૪ મય્યિતના કુલ વારિસો મય્યિતના માલની વહેંચણી કરવા પહેલાં જ પોતાની રાજીખૂશીથી મય્યિતના માલમાંથી ખાણું પકાવીને ગરીબોને ખવડાવે તો એ દાવત જાઈઝ છે.

૨૫ મય્યિતના વારિસોમાંથી જો કોઈ નાબાલિગ હોય અને તે પરવાનગી આપે તે છતાં મય્યિતના માલની વહેંચણી થયા વિના મય્યિતના માલમાંથી કોઈ પણ પ્રકારની ખૈર-ખૈરાત અને સદકો કરવું અથવા ગરીબોને ખાણું પકાવીને ખવડાવવું જાઈઝ નથી, હરામ છે.

૨૬ મય્યિતને સવાબ પહોંચાડવા ત્રીજયું, ચોથિયું, દસમું અને ચાળીસમું કરવું બિદઅત છે.

૨૭ કોઈ નક્કી દિવસની માન્યતા રાખ્યા વગર મય્યિતના માલની વહેંચણી થઈ ગયા પછી ગમે ત્યારે બાલિગ

વારિસોએ મહૂંમને સવાબ પહોંચાડવા માટે ગરીબોને ખવડાવવું જાઇઝ છે.

૨૮ મય્યિત થયે જોર જોરથી રડવું તથા મહૂંમના ગુણોને યાદ કરી કરીને ચીખવું હરામ છે.

૨૯ મય્યિત પર હાય વાવેલા, વા હસ્રતા વગેરે કહી કહીને બૂમો-ચીસો પાડી પાડીને રડવું હરામ છે.

૩૦ મૌત થવાથી વાળ ખેંચવા, મ્હોં નોચવું; માથા પર માટી નાખવી, કપડાં ફાડવા અને પગ અફાળવા-પછાડવા હરામ છે.

૩૧ ત્રણ દિવસથી વધુ શોક પાળવો-ગમ કરવો જાઈઝ નથી.

૩૨ વફાત થવાથી બેઈખ્તિયાર દિલની નરમાશને કારણે રડવું આવે, આંખોમાં આંસૂ આવે તેમાં કંઈ જ ગુનોહ નથી.

૩૩ કોઈ પણ મુસીબત આવે અને ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઇલયહિ રાજિઊન પઢે અને સબ્ર કરે તો જ્યારે જ્યારે પઢશે ત્યારે દરેક વખતે નવો નવો સવાબ મળતો રહેશે.

૩૪ મૌત સિવાય જ્યારે પણ કોઈ મુસીબત આવી પડે તો ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન પઢવું જોઈએ.

# મૌત વિષે વર્ણન

૧ સૌથી સારો તે મુસલમાન છે, જેની ઉંમર લાંબી હોય અને તે નેક અમલ કરે.

૨ સૌથી ખરાબ અને બદતર તે મુસલમાન છે, જેની ઉંમર લાંબી હોય અને તે બુરા અમલ કરે.

૩ મુસલમાન પોતાની વફાત પછી જન્નતમાં જ્યારે પોતાનું ઠેકાણું જુએ છે તો દુનિયામાં ફરી આવીને અલ્લાહુ અકબર, લા ઈલા-હ ઈલ્લલ્લાહ અને સુબ્હાનલ્લાહ કહી વધુથી વધુ નેકીઓ કમાવવાની અલ્લાહ પાસે તમન્ના કરે છે.

૪ કોઈ મુસીબત આવવાના કારણે મૌતની તમન્ના કરવી જોઈએ નથી.

૫ પોતાનું ઈમાન બગડવાનો ભય હોય અને પુષ્કળ ફિત્ના-ફસાદ ઉત્પન્ન થઈ જાય તો મૌતની તમન્ના કરવી જોઈએ છે.

૬ આખિરતના શોખના કારણે મૌતની તમન્ના કરવી જોઈએ છે.

૭ મૌતને પુષ્કળ યાદ કરવાથી સાચી તૌબાની તવફીક મળે છે અને દિલમાં કનાઅતની દોલત મળે છે તથા ઈબાદતોમાં સંતોષ મળે છે અને દિલમાં જમાવટ પેદા થાય છે.

૮ મૌતને ભૂલી જવાથી સાચી તૌબાની તવફીક મળતી નથી અને થોડીક વસ્તુની ઉપર સબ્ર તથા કનાઅત રહેશે નહિ અને ઈબાદતોમાં સુસ્તી પેદા થશે.

૯ ફિતરી–પ્રાકૃતિક રીતે મૌતથી નારાઝગીનું હોવું ખરાબ નથી.

૧૦ મૌતથી અકલી–બૌદ્ધિક નારાઝગી એ ઘણી જ ખરાબ બાબત છે.

૧૧ મૌતથી અકલી નારાઝગી હોય તો તેને દૂર કરવા માટે નેક અમલોની ખૂબ પાબંદી કરવી અને બુરા કામોથી બચવું અને મૌતને સદા યાદ કરવું.

૧૨ નમાઝોમાં સુસ્તી કરવાથી, શરાબ પીવાથી, માં-બાપની નાફરમાની કરવાથી, મુસલમાનોને તકલીફો પહોંચાડવાથી બુરું મૌત આવે છે. એટલે કે, ખાતિમહ બિલ ખૈર થતું નથી.

૧૩ ઇમાન પર શુક્ર અદા કરવાથી અને નમાઝોની પાબંદી કરવાથી સારું મૌત આવે છે, એટલે કે ખાતિમહ બિલ ખૈર થાય છે.

૧૪ પુષ્કળ મિસ્વાક કરવાથી રૂહ ઘણી જ આસાનીથી નીકળે છે.

૧૫ મૌત પહેલાં નેક અમલ કરવાથી રૂહ ઘણી જ આસાનીથી નીકળે છે.

૧૬ નેક લોકોની રૂહો લેવાવાળા ફરિશ્તા ઘણી જ

નરમીથી કામ લે છે અને ઘણી જ સારી શકલોમાં હાજર થાય છે.

૧૭ કાફિરોની રૂહો લેવાવાળા ફરિશ્તા ઘણી જ સખ્તીથી કામ લે છે અને ઘણી જ ડરાવનાર શકલોમાં હાજર થાય છે.

૧૮ વફાત પામનારની રૂહ બીજા આલમમાં પહોંચે છે તો ત્યાં બીજી રૂહોની મુલાકાત થતાં દુનિયાની હાલત પૂછે છે.

૧૯ મર્હૂમ પોતાને ગુસલ આપનાર અને કફન પહેરાવનારને ઓળખે છે.

૨૦ જનાઝાની સાથે ચાલનારાઓ શું શું વાતો કરે છે, મરનારના વિષે કોણ શું કહે છે તે એ બધું સાંભળે છે.

૨૧ મય્યિતના જનાઝાની સાથે ફરિશ્તાઓ ચાલે છે.

૨૨ ઈમાનદારની વફાત પર જમીન અને આસમાન રડે છે.

૨૩ કાફિરના મરણથી જમીન અને આસમાન રડતાં નથી.

૨૪ માણુસ જે જમીનથી પેદા થયો ત્યાં જ તેની માટી પડે છે.

૨૫ મય્યિતને સારા પાડોશીથી ઘણો જ લાભ થાય છે.

૨૬ મય્યિતને ખરાબ પાડોશીથી તકલીફ પહોંચે છે.

૨૭ મહૂર્મને દફનાવીને જ્યારે લોકો કબ્રસ્તાનેથી હટે છે ત્યારે એક ફરિશ્તો, જે અલ્લાહ તઆલા તરફથી નક્કી હોય છે, એક મુઠ્ઠી માટી લઈને લોકો તરફ ફેંકીને કહે છે કે, તમે તમારી દુનિયા તરફ જાઓ અને હવે પોતાના મહૂર્મને ભૂલી જાઓ.

૨૮ લોકો પોતાના મહૂર્મને ભૂલી જાય છે અને દુન્યવી કામોમાં લાગી જાય છે. જાણે મહૂર્મ એ લોકોમાંથી નહોતા અને એ લોકો મહૂર્મના નહોતા, એ પ્રમાણે ભૂલાવી આપે છે.

૨૯ દરેક મય્યિતને દફનાવ્યા પછી કબર તેને ભીંચે છે, પરંતુ ઇમાનદાર માટે એ ગુનાહોનો કફ્ફારો થઈ જાય છે અને પછી ઈમાનદાર માટે અલ્લાહ તઆલાની રહમતો નાઝિલ થાય છે તથા કબર વિશાળ થઈ જાય છે.

૩૦ કાફિરના શરીરને મૃત્યુ પછી જે રીતે પણ ખતમ કર્યું હોય, તેને આલમે બરઝખમાં કબર કાયમ ભીંસમાં લેતી રહે છે અને તેને કબરના બીજા અનેક પ્રકારના અઝાબો શરૂ થઈ જાય છે.

૩૧ અમ્બિયાએ કિરામ અલયહિમુસ્સલામ સિવાય દરેક ઈન્સાનને કબરમાં મુન્કર–નકીર ફરિશ્તાઓ આવીને સવાલ કરે છે.

૩૨ અમ્બિયાએ કિરામ (અલૈ.)ને થોડીકવાર માટે

પણ કબર ભીંસમાં લઈ શકતી નથી. કારણ કે અમ્બિયાએ કિરામ (અલૈ.) મા'સૂમ છે.

૩૩ કબરને પુષ્કળ યાદ કરવાથી કબર જન્નતનો બાગ બની જાય છે.

૩૪ કબરને ભૂલવાથી અને કબરથી બેપરવા થઈ જવાથી કબર દોઝખનો ખાડો બની જાય છે.

૩૫ જે બીમારીમાં વફાત પામે તે બીમારીમાં સૂરએ ઈખ્લાસ પઢતાં રહેનારને કબરનો અઝાબ થતો નથી અને તેને કબર ભીંસમાં લેતી નથી તથા તેને કિયામતના દિવસે સૂ. ઈખ્લાસ પોતાના હાથોથી ઊંચકીને પુલસિરાતથી પાર કરાવીને જન્નતના દરવાજા સુધી પહોંચાડી આપશે.

૩૬ અલ્લાહ તઆલાના માર્ગમાં શહીદ થનારને કબરમાં મુન્કર–નકીર સવાલ કરવા આવતા નથી અને તેને કબરનો કોઇ પણ પ્રકારનો અઝાબ થતો નથી.

૩૭ જુમ્અહની રાતે અથવા દિવસે વફાત થાય તો કબરમાં મુન્કર–નકીરના સવાલથી માફી મળે છે અને કબરના અઝાબથી છૂટકારો મળે છે.

૩૮ સૂરએ તબારક શરીફ દરરોજ રાતે પઢનારને કબરનો અઝાબ થશે નહિ.

૩૯ પ્લેગના સમયમાં પોતાના સ્થળને ન છોડનાર અને જે તકદીરમાં હશે તે થશે એવું યકીન ધરાવનાર

ગમે તે બીમારીથી મૃત્યુ પામશે તો તેને કબરના સવાલ–જવાબથી બાકાત રાખવામાં આવશે.

૪૦ કબરમાં પરહેઝગાર મહૂંમો પરસ્પર મુહબ્બત રાખે છે. નમાઝ અને કુર્આન શરીફ પઢે છે. મુલાકાતો કરે છે અને આરામ મેળવે છે.

૪૧ નેક લોકોની રૂહોને ઈલ્લિય્યીનમાં રાખવામાં આવે છે.

૪૨ કાફિરોની રૂહોને સિજ્જીનમાં રાખવામાં આવે છે.

૪૩ જુમ્અહની રાતે અને દિવસે મય્યિતોની રૂહોને કબરમાં મોકલવામાં આવે છે.

૪૪ નેક લોકોની રૂહોને કબરમાં સવાબ મળે છે અને બદકાર લોકોની રૂહોને કબરમાં અઝાબ થાય છે.

૪૫ જ્યારે નેક લોકોની રૂહો ઈલ્લિય્યીનમાં હોય ત્યારે માત્ર રૂહોને આરામ મળે છે અને જ્યારે બદકાર લોકોની રૂહો સિજ્જીનમાં હોય ત્યારે માત્ર રૂહોને અઝાબ થાય છે.

૪૬ જ્યારે નેક લોકોની રૂહોને કબરમાં લાવવામાં આવે છે ત્યારે તેમના શરીર અને રૂહો બંનેને આરામ મળે છે.

૪૭ જ્યારે બદકાર લોકોની રૂહોને કબરમાં લાવવામાં આવે છે ત્યારે તેમના શરીર અને રૂહો બંનેને અઝાબ થાય છે.

૪૮ નેક લોકોની રૂહો ઇલ્લિય્યીનમાં હોવા છતાં કબરમાં તેમના શરીરની સાથે તેમની રૂહોનો સંબંધ બરાબર કાયમ રહે છે. આ સંબંધ કિયામત સુધી કાયમ રહેશે.

૪૯ બદકાર લોકોની રૂહો સિજ્જીનમાં હોવા છતાં કબરમાં તેમના શરીરની સાથે તેમની રૂહોનો સંબંધ બરાબર કાયમ રહે છે આ સંબંધ કિયામત સુધી કાયમ રહેશે.

૫૦ નેક લોકોની રૂહોનું રહેઠાણ અને બદકાર લોકોની રૂહોનું રહેઠાણ હઝરત મુહમ્મદ મુસ્તફા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સિવાય કોઈ જાણતું નથી. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે જે પ્રમાણે ફરમાવ્યું, તેને બરહક માનવું જોઈએ અને આપણી રાયને તેમાં દખલ આપવો જોઇએ નહિ.

૫૧ મર્હૂમોને જીવતા માણસોના આ'માલ બતાવવામાં આવે છે, માટે નેક આ'માલ કરવા જોઈએ અને બૂરા આ'માલથી બચવું જોઇએ કે જેથી આપણી સાથે આપણા મર્હૂમો આપણા બૂરા આ'માલ જોઈને તકલીફમાં ન પડે. કારણ કે આપણા બૂરા આ'માલ જોઇને તેમના દિલ દુ:ખાય છે અને તેમને રંજગમ તથા અફસોસ થાય છે.

૫૨ મર્હૂમ માં-બાપની સાથે સારો સુલૂક કરવા માટે

તેમના હકમાં ભલાઈની દુઆઓ કરવી, તેમની વસિય્યત અથવા નસીહત પર અમલ કરવો, તેમના દોસ્તોની તા'ઝીમ અને ઇઝઝત કરવી, તેમનાં સગાં–વહાલાની સાથે મુહબ્બત અને મેળમિલાપ રાખવો.

૫૩ કર્ઝદાર મુસલમાનની રૂહને તેનું કર્ઝ અદા કરતાં સુધી જન્નત–પ્રવેશથી અટકાવાશે.

૫૪ મહૂંમનો માલ વહેંચતાં પહેલાં તેના ઝિમ્મે જે કંઈ કર્ઝ હોય તે વારિસોએ અદા કરવું જરૂરી છે.

૫૫ મહૂંમના ઝિમ્મે જે કંઈ કર્ઝ હોય તેને અદા કર્યા વગર વારિસોએ તેના માલ પર કબ્જો જમાવવો હરામ છે.

૫૬ જીવતાઓથી મહૂંમોને તકલીફ પહોંચે છે, તે આ રીતે કે મહૂંમની બુરાઈ કરનારની વાતોથી ફરિશ્તાઓ મહૂંમને માહિતગાર કરે છે. આથી મહૂંમોને તકલીફ પહોંચે છે.

૫૭ મહૂંમોને ભલાઈથી યાદ કરવા જોઈએ, તેમની બુરાઈઓ કરવાથી અળગા રહેવું જોઈએ.

૫૮ વફાત પછી બધાં અમલોનો સિલસિલો ખતમ થઇ જાય છે; પરંતુ દીની તા'લીમ આપવાનો, નેક અવલાદ છોડવાનો અને સદકએ જારિયહના દીની તેમ જ લોકકલ્યાણના કામો કરવાનો સવાબ વફાત પછી પણ

મર્હૂમને પહોંચતો રહે છે. જ્યાં સુધી એ વસ્તુઓ બાકી રહેશે ત્યાં સુધી મર્હૂમને સવાબ પહોંચતો રહેશે.

૫૯ અમ્બિયાએ ઈઝામ (અલૈ.), શહીદો, અલ્લાહ તઆલાના પરહેઝગાર બંદાઓ, દીનદાર હાફિઝે કુર્આન અને દીનદાર મુઅઝ્ઝિનો સિવાય દરેકનાં શરીર ખતમ થઈ જાય છે. માત્ર રીડ (કરોડ)નું હાડકું કાયમ રહે છે. કિયામતના દિવસે તેનાથી જ બધાં લોકો ફરી જીવતા થશે.

૬૦ કબરની રાહતો અને તેના અઝાબોને અલ્લાહ તઆલાએ જીવતા ઈન્સાનો અને જિન્નાતોથી છૂપાવી રાખેલ છે. કારણ, કબરના અઝાબને જીવતા લોકો જોઈ લે તો તેઓ દુનિયાના બધા કારોબારને પણ છોડી મૂકે અને પાગલ બની જાય.

# દોઝખના અઝાબથી છૂટકારો

૧ સાચી તૌબા કરવાથી, જેને અલ્લાહ તઆલા માફ ફરમાવી આપે.

૨ ગુનાહોથી ઇસ્તિગફાર કરવાથી, જેને અલ્લાહ તઆલા માફ ફરમાવી આપે.

૩ ગુનાહ થઈ ગયા પછી ગુનાહોને મિટાવનારી નેકીઓ કરવી.

૪ દુનિયામાં આફ્તો અને બીમારીઓનું આવવું અને એ આફ્તો તથા બીમારીઓ ગુનાહોનો કફ્ફારો (પ્રાયશ્ચિત્ત) બની જાય.

૫ કબરમાં સખ્તી અને ભીંસ થવી, જે આલમે બરઝખમાં ગુનાહોનો કફ્ફારો બની જાય અને આખિરતમાં નજાત મળી જાય.

૬ મુસલમાન ભાઈએ મહૂંમની મગફિરત માટે દુઆઓ અને ભલાઈઓ માંગવી.

૭ કુટુંબીજનો, દોસ્તબિરાદરો અથવા મુસલમાનોએ નેક કામો કરીને તેનો સવાબ મહૂંમને પહોંચાડવો.

૮ પચાસ હજાર વર્ષોના ગુનાહોનું એક દિવસની સખ્તીઓથી જ ખતમ થવું.

૯ હઝરત મુહમ્મદ મુસ્તફા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની શફાઅત નસીબ થવી.

૧૦ અલ્લાહ તઆલાની રહમતોના પ્રતાપે જ બખ્શિશ મળવી.

## આખિરતના શહીદો

૧ તરસની બીમારીમાં મરનાર.

૨ જુલાબ-ઝાડાની બીમારીમાં મરનાર.

૩ પાણીમાં ડૂબીને મરનાર.

૪ દીવાર નીચે દબાઇને મરનાર.
૫ છાતીની પાંસળીઓના ઝખમ અને પીડાથી મરનાર.
૬ જેને ફેફસામાંથી મ્હોંમાં ખૂન નીકળવાની બીમારી થાય અને તે માણસ પીળો થઈ જાય અને ગળાય ગળાયને મરી જાય.
૭ સફરની હાલતમાં મરનાર.
૮ હિસ્ટીરિયાની બીમારીમાં મરનાર.
૯ તાવની બીમારીમાં મરનાર.
૧૦ જાનમાલ, ઈઝઝત-આબરૂ અને ઈસ્મત (શીયળ)ના રક્ષણમાં મરનાર.
૧૧ કોઇનો હક બચાવવામાં મરનાર.
૧૨ કોઈના ઝુલ્મસિતમથી મરનાર.
૧૩ રક્તપિત્તથી મૃત્યુ પામનાર.
૧૪ કોઢની બીમારીમાં મરનાર.
૧૫ હિંસક પ્રાણીના ફાડી ખાવાથી મરનાર.
૧૬ કોઈ ઝાલિમના ડરથી મરનાર.
૧૭ સાપ વગેરે ઝેરીલા જાનવરના ડંખથી મરનાર.
૧૮ દીની ઇલ્મની મશગૂલિયતમાં મરનાર.
૧૯ ફી સબીલિલ્લાહ અઝાન આપનારનું મૌત.
૨૦ સાચું બોલનારનું મૌત.
૨૧ જે માણસ પોતાના બાલ-બચ્ચાંઓને દીન પર

ચલાવે અને તેમના માટે હલાલ કમાણી કરે, એવા માણસનું મૌત.

૨૨ જે માણસનો દરિયાઇ સફરમાં જીવ બગડતો હોય અથવા ઊલટીઓ થતી હોય, એવા માણસનું મૌત.

(૨૩) દરરોજ પચ્ચીસ વખત આ દુઆ પઢનારનું મૌત : અલ્લાહુમ્મ બારિક લી ફીલ્ મવતિ વ ફીમા બઅ્દલ મવતિ.

૨૪ ઉમ્મત ફિત્નાફસાદમાં સપડાયેલી હોય, ઈસ્લામ પર અમલ ન કરતી હોય, તેવા સમયે સુન્નત પર અમલ કરનારને સો શહીદોનો સવાબ મળશે.

૨૫ જે માણસ બીમારીમાં "લા ઇલા–હ ઇલ્લા અન્ત સુબ્હાન–ક ઈન્ની કુન્તુ મિનઝ્ઝાલિમીન" ચાળીસ વખત પઢશે અને તેજ બીમારીમાં તેની વફાત થશે તો શહીદ લેખાશે અને સારો થશે તો મગફિરતની સાથે તંદુરસ્ત થશે.

૨૬ દરરોજ રાતે સૂરએ યાસીન શરીફ પઢનારનું મૌત.

૨૭ દરરોજ સવારમાં "અઊઝુબિલ્લાહિસ્સમીઈલ્ અલીમિ મિનશ્શયતાનિર્રજીમ" ત્રણ વખત પઢીને સૂરએ હશ્રની પાછલી ત્રણ આયતો પઢનાર માટે અલ્લાહ તઆલા સિત્તેર હજાર ફરિશ્તાઓને સાંજ સુધી તેની મગફિરત માંગવા માટે નિયુક્ત કરી આપે છે. આ માણસ તે દિવસે મરશે તો શહીદ લેખાશે.

એ જ પ્રમાણે સાંજે પઢનાર માટે સવાર સુધી આવી જ સ્થિતિ રહે છે. સાંજે પઢનાર માણસ ને રાતે મરશે તો શહીદ લેખાશે.

૨૮ હઝરતં મુહમ્મદ મુસ્તફા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર દરરોજ એક સો વખત દુરૂદ શરીફ પઢનારનું મૌત.

૨૯ જે માણસ સાચા દિલે અલ્લાહ તઆલાના માર્ગમાં કતલ થવાની દુઆ કરતો હોય, તેવા માણસનું મૌત.

૩૦ જુમ્અહના દિવસે મરનાર.

૩૧ ઈસ્લામી સરહદ સાચવનારનું મૌત.

૩૨ સવારી પરથી ગબડી પડીને મરી જનાર.

૩૩ પ્લેગના વખતે પોતાના સ્થળે સવાબના ઈરાદે કાયમ રહેનારનું મૌત. તેનું મૌત પ્લેગ સિવાય આવે તો પણ તે શહીદ લેખાશે.

૩૪ બળી જવાથી મરનાર.

૩૫ બાળકના જન્મ વખતે અથવા જન્મ્યા પછી નિફા-સના દિવસોમાં મરનાર અવરત.

૩૬ કુંવારી ઉંમરમાં મરનાર અવરત.

૩૭ જે મર્દ અથવા અવરત પાકી અને તહારતની સાથે રાત બસર કરે અને તે રાતે તેમનું મૌત આવે તો શહીદ લેખાશે.

૩૮ જે મર્દ અથવા અવરત સખત સ્વભાવ ન રાખે

અને નરમ સ્વભાવવાળું જીવન બસર કરે તો વફાત પછી તે શહીદ છે.

૩૯ આખિરતના શહીદોને બીજી મચ્યિતોની માફક તેમની વફાત પર તેમને ગુસલ અને કફન આપવું જરૂરી છે.

૪૦ આખિરતના શહીદો માટે દુન્યવી શહીદોના હુકમ લાગુ પડતા નથી; પરંતુ આખિરતમાં તેમને શહાદતનો દરજ્જો મળશે.

૪૧ આવા લોકોને આખિરતમાં શહાદતનો દરજ્જો ત્યારે જ મળશે કે તેઓ ઈમાનદાર રહ્યા હોય, કુફ્ર યા શિર્ક ન કર્યું હોય અને ઈખ્લાસની સાથે નેક અમલો કર્યા હોય તથા બીમારીઓ અથવા મુસીબતો પર સબર કરી હોય.

૪૨ આખિરતનો શહીદ શહીદે કામિલનો સમકક્ષ બની જતો નથી, છતાં આખિરતમાં શહીદ થવાનો સવાબ પામશે.

## શહીદનાં પ્રકાર

૧ શહીદે કામિલ, જેને શહીદે દુન્યા, શહીદે આખિરત અને શહીદે ફિકહી કહેવાય છે.

૨ શહીદે નાકિસ અથવા શહીદે આખિરત.

૩ શહીદે દુન્યા, જે દુન્યવી હેતુસર લડાઈમાં જોડાય અને તેનો હેતુ અલ્લાહ તઆલાના કલિમાને બલંદ કરવાનો બિલકુલ ન હોય, બલકે માત્ર દુનિયાનો માલ ભેગો કરવાનો અને માનમરતબો મેળવવાનો હેતુ હોય. આવા શહીદને આખિરતમાં શહીદ ગણવામાં આવશે નહિ.

## શહીદે કામિલના અહકામ

૧ શહીદે કામિલને ગુસલ આપવાનું હોતું નથી અને જે લોહી તેના શરીર સાથે લાગેલું હોય તેનેય ધોવાનું હોતું નથી. ખૂનમાં શરીર જે સ્થિતિમાં હોય તે સ્થિતિમાં શરીરને દફન કરી આપવાનું હોય છે.

૨ શહીદે કામિલને શરીર પર જે કપડાં હોય તે કપડાં ઊતાર્યા વિના લોહીમાં તરબોળ કપડાંની સાથે જ દફન કરી આપવાનો હોય છે.

૩ શહીદે કામિલના કપડાં લોહી સિવાય બીજી કોઈ નાપાકીથી નાપાક થયા હોય તો તેને ધોઈને પાક કરી લેવા જોઈએ.

૪ શહીદે કામિલને અન્ય મય્યિતોની માફક ખૂશબૂ લગાડવી મુસ્તહબ છે.

૫ શહીદે કામિલની જનાઝાની નમાઝ પઢવી અન્ય મય્યિતોની માફક ફર્ઝે કિફાયા છે.

## શહીદે કામિલની શર્તો

૧ શહીદે કામિલનું મુસલમાન હોવું.

૨ શહીદે કામિલનું આકિલ–બુદ્ધિવાન અને બાલિગ–પુખ્તવય હોવું.

૩ શહીદે કામિલનું પાક હોવું. જો શહાદત વખતે શહીદે કામિલ નાપાક હોય, જનાબતની હાલતમાં હોય અથવા અવરત શહીદ, હૈઝ યા નિફાસની હાલતમાં હોય તો ગુસલ આપવું ફર્ઝ છે.

૪ શહીદે કામિલનું બેકુસૂર હોવું.

૫ શહીદે કામિલને કોઈ હર્બી કાફિરે અથવા વિદ્રોહીએ અથવા ડાકૂએ કતલ કરવું.

૬ શહીદે કામિલનું ઝુલ્મથી કોઈ મુસલમાન અથવા ઝિમ્મી કાફિરના હાથે કતલ થવું.

૭ શહીદે કામિલનું જિહાદના મેદાનમાં કતલ થવું.

૮ શહીદે કામિલનું ઝખમ લાગ્યા પછી દુનિયાનો કોઈ ફાયદો ઉઠાવ્યા વિના મરણ પામવું.

# ઝકાતનું વર્ણન

## ઝકાત ફર્ઝ થવાની શર્તો

૧ આઝાદ હોવું, એટલે કોઈનો ગુલામ ન હોવું.
૨ મુસલમાન હોવું.
૩ આકિલ—બુદ્ધિવાન હોવું.
૪ બાલિગ—પાકટવય હોવું.
૫ માલનો પોતે માલિક હોવું.
૬ ઝકાતના નિસાબ પ્રમાણે માલ હોવો.
૭ કર્ઝ અદા કર્યા પછી ઝકાતના નિસાબ જેટલા માલનું બાકી રહેવું.
૮ માલનું હકીકતન્ અથવા તકદીરન્ વૃદ્ધિ પામનાર હોવું.
૯ ઝકાતના નિસાબ પ્રમાણેના માલ પર સંપૂર્ણ રીતે પોતાનો કબજો હોવો.
૧૦ ઝકાતના નિસાબ પ્રમાણેના માલનું પોતાની જીવન-જરૂરિયાતથી વધારે હોવું.
૧૧ માલ પર ઈસ્લામી એક વર્ષનું પૂરું થવું
૧૨ જે ગરીબ મુસલમાનને ઝકાત આપવામાં આવે તેને

ઝકાતના માલનો માલિક બનાવવું ઝકાતની અદાયગી માટે શર્ત છે.

૧૩ જો ગરીબ મુસલમાનને ઝકાતનો માલ આપ્યો; પરંતુ તેને માલિક બનાવ્યો નહિ તો ઝકાત અદા થશે નહિ.

૧૪ ઝકાત ફર્ઝ થઈ ગયા પછી તેને અદા કરવામાં મોડું કરવું મકરૂહે તહરીમી છે.

૧૫ ઝકાતના ઈરાદે ઝકાત આપવી જરૂરી છે. ઝકાતના ઈરાદા વગર કોઇ ગરીબ મુસલમાનને માલ આપવાથી ઝકાત અદા થશે નહિ.

૧૬ કોઈ ગરીબ મુસલમાનને ઝકાત આપવામાં "આ ઝકાત છે" એમ કહેવું જરૂરી નથી.

૧૭ ગરીબ મુસલમાનને ઝકાત આપતી વખતે "આ ઝકાત છે" એમ જાહેર ન કરવું અફઝલ છે.

૧૮ સદકએ ફિત્રની અદાયગી માટે ગરીબ મુસલમાનને સદકએ ફિત્રનો માલિક બનાવવો ફર્ઝ છે.

૧૯ ગરીબ મુસલમાનને સદકએ ફિત્રનો માલિક બનાવ્યા વગર માત્ર મુબાહ કરવાથી સદકએ ફિત્ર અદા થશે નહિં.

૨૦ ઝકાતનો માલ ગરીબ મુસલમાનને ખવડાવવા માટે માત્ર મુબાહ કરવાથી ઝકાત અદા થશે નહિ; બલકે ગરીબ મુસલમાનને માલિક બનાવવું જરૂરી છે.

૨૧ ગરીબ મુસલમાનને સદકએ ફિત્રનો માલ ખવડાવવા માટે માત્ર મુબાહ કરવાથી સદકએ ફિત્ર અદા થશે નહિ; બલકે ગરીબ મુસલમાનને માલિક બનાવવું જરૂરી છે.

# રોઝાનું વર્ણન

## રોઝાનાં ફાયદા

૧ રોઝા રાખવાથી શરીરને તંદુરસ્તી મળે છે.
૨ રોઝા રાખવાથી નફ્સ દબાઈ જાય છે.
૩ રોઝા રાખવાથી શયતાન નારાજ થાય છે.
૪ રોઝાદારના મ્હોંની વાસ અલ્લાહ તઆલાને પસંદ છે.
૫ રોઝા રાખવાથી દિલ સાફ થાય છે.
૬ રોઝા રાખવાથી ગુનાહો માફ થાય છે.
૭ રોઝા રાખવાથી આખિરતમાં અજરે અઝીમ અને ઉચ્ચ દરજ્જો મળે છે.
૮ રોઝા રાખવાથી ફરિશ્તાઓની સિફ્તો સાથે એકરૂપતા પેદા થાય છે.

૯ રોઝા રાખવાથી અલ્લાહ તઆલાની નઝદીકી હાસિલ થાય છે.

૧૦ રોઝા રાખવાથી અલ્લાહ તઆલાની નેઅમતોની કદર થાય છે.

૧૧ રોઝા રાખવાથી પરહેઝગારી–તકવો હાસિલ થાય છે.

૧૨ રોઝા રાખવાથી ગુનાહો તરફ વાળનારી મનેચ્છાઓ–નફસાની ખ્વાહિશો તૂટે છે.

૧૩ રોઝા રાખવાથી ગરીબોની પરિસ્થિતિથી માહિતગાર થવાય છે.

૧૪ રોઝા રાખવાથી ગરીબો પર દયા આવે છે.

૧૫ રોઝા રાખવાથી ગરીબોને ખવડાવવાનું દિલ થાય છે.

૧૬ રોઝા રાખવાથી ગરીબોની સાથે એકરૂપતા જન્મે છે.

૧૭ રોઝા રાખવાથી આંખ, જીભ, કાન અને શર્મગાહ વગેરે અવયવોથી ફુઝૂલ કામો થતાં અટકે છે.

૧૮ રોઝા રાખવાથી અલ્લાહ તઆલાની તાબેદારીનો જઝબો ઉત્પન્ન થાય છે.

૧૯ રોઝા રાખવાથી ગુમરાહ કામોથી બચાવ થાય છે.

૨૦ રોઝા રાખવાથી આખિરતમાં દોઝખના અઝાબથી નજાત મળે છે.

૨૧ રોઝા રાખવાથી મ્હોંની વાસ અલ્લાહ તઆલાના નજીક કસ્તુરી કરતાં વધુ સુગંધી બની જાય છે.

૨૨ રોઝા રાખવાથી દુનિયા અને આખિરતની ખૂશીઓ મળે છે.

૨૩ રોઝા રાખવાથી અલ્લાહ તઆલાનો દીદાર નસીબ થાય છે.

૨૪ રોઝા રાખવાથી અલ્લાહ તઆલા ફરિશ્તાઓની સામે રોઝા રાખનારનું નામ બલંદ કરે છે.

૨૫ રોઝા રાખવાથી ઇખ્લાસની દોલત નસીબ થાય છે.

૨૬ રોઝા રાખવાથી ડોળ-દંભ અને રિયાકારીથી બચાય છે.

૨૭ રોઝા રાખવાથી અલ્લાહ તઆલા પોતે જ બદલો અને ઈનામ બની જાય છે.

## રોઝાનાં પ્રકાર

૧ રમઝાનુલ મુબારકનાં રોઝા ફર્ઝે મુઅય્યન છે.

૨ રમઝાનુલ મુબારકનાં કઝા રોઝા ફર્ઝે ગેર મુઅય્યન છે.

૩ જે દિવસે અથવા તારીખે રોઝો રાખવાની મન્નત માની હોય તો તે દિવસે અથવા તે તારીખે રોઝો રાખવો વાજિબે મુઅય્યન છે.

૪ કોઈ દિવસ અથવા કોઈ તારીખ નક્કી કર્યા વગર રોઝો રાખવાની મન્નત માની હોય તો તે

ગમે તે દિવસે ગમે તે તારીખે રોઝો રાખવો વાજિબે ગેર મુઅય્યન છે.

૫ મન્નતના કઝા રોઝા રાખવા વાજિબે ગેર મુઅય્યન છે.

૬ ગેર મુઅય્યન જેટલા રોઝા રાખવાની કસમ ખાધી હોય તે કસમ ગેર મુઅય્યનના રોઝા રાખવા વાજિબે ગેર મુઅય્યન છે.

૭ કોઈ પણ નફલ રોઝો રાખીને તોડી નાખવાથી તેની કઝામાં એક રોઝો રાખવો વાજિબે ગેર મુઅય્યન છે.

૮ કફફારાના રોઝા રાખવા વાજિબે ગેર મુઅય્યન છે.

૯ રમઝાન શરીફના ફર્ઝે મુઅય્યનના રોઝા રમઝાન શરીફમાં જ રાખવા ફર્ઝ છે.

૧૦ રમઝાન શરીફના કઝા રોઝા વર્ષમાં ગમે ત્યારે રાખવા ફર્ઝ છે.

૧૧ કોઈ નક્કી દિવસે યા નક્કી તારીખે રોઝો રાખવાની મન્નત માનવાથી તે નક્કી દિવસે જ યા નક્કી તારીખે જ રોઝો રાખવો વાજિબ છે.

૧૨ કોઈ દિવસ યા તારીખ નક્કી કર્યા વગર એક રોઝાની મન્નત માનવાથી ગમે તે દિવસે યા તારીખે એક રોઝો રાખવો વાજિબ છે.

૧૩ કોઈ નક્કી દિવસ યા તારીખનો એક રોઝો

રાખવાની મન્નત માની; પરંતુ તે નક્કી દિવસે યા તારીખે રોઝો રાખ્યો નહિ તો ગમે તે દિવસે યા તારીખે એક રોઝાની કઝા તરીકે રોઝો રાખવો વાજિબ છે.

૧૪ કોઈ મહિનો નક્કી કર્યા વગર કોઈએ એક મહિનાના રોઝા રાખવા માટે અલ્લાહ તઆલાની કસમ ખાધી તો તેણે ગમે ત્યારે એક મહિનાના રોઝા રાખવા વાજિબ છે.

૧૫ કોઈ પણ નફલ રોઝો રાખ્યો અને તેને પૂરો કર્યો નહિ; બલકે તોડી નાખ્યો તો હવે ગમે તે દિવસે તે રોઝાની કઝા માટે એક રોઝો રાખવો વાજિબ છે.

૧૬ રોઝા ફર્ઝ અને વાજિબ છે; પરંતુ કોઇ રોઝો સુન્નતે મુઅક્કદા નથી.

૧૭ નવમી ઝિલ્હજ્જનો રોઝો રાખવો સુન્નતે ગેર મુઅક્કદા છે. આ રોઝાથી આગલા અને પાછલા બે વર્ષના ગુનાહો માફ થઈ જાય છે.

૧૮ મુહર્રમની નવમી અને દસમી અથવા દસમી અને અગિયારમી તારીખના રોઝા રાખવા સુન્નતે ગેર મુઅક્કદા છે. આ રોઝાથી આગલા એક વર્ષના ગુનાહો માફ થઈ જાય છે.

૧૯ ઈસ્લામી મહિનાની તેરમી, ચૌદમી અને પંદરમી

તારીખના રોઝા રાખવા–જે અય્યામે બીઝના રોઝા કહેવાય છે–સુન્નતે ગેર મુઅક્કદા છે. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, અય્યામે બીઝના રોઝા એ સિયામુદ્દહ્‌ર આખી ઉંમરના રોઝાઓ સમાન છે.

૨૦ પહેલી મુહર્રમથી નવમી મુહર્રમ સુધીના રોઝા રાખવા મુસ્તહબ છે.

૨૧ પહેલી ઝિલ્હજ્જથી આઠમી ઝિલ્હજ્જ સુધીના રોઝા રાખવા મુસ્તહબ છે.

૨૨ દરેક અઠવાડિયામાં સોમવાર, જુમેરાત અને જુમ્અહ આમ ત્રણ રોઝા રાખવા મુસ્તહબ છે.

૨૩ શવ્વાલ મહિનામાં છ (૬) રોઝા (એક સાથે લગાતાર યા છૂટા છવાયા સહૂલત હોય તે પ્રમાણે) રાખવા મુસ્તહબ છે.

૨૪ ઝિલ્કદ, ઝિલ્હજ્જ, મુહર્રમ અને રજબ-આ ચાર મહિનાઓમાં જુમેરાત, જુમ્અહ અને શનિવાર–આમ ત્રણ ત્રણ રોઝા રાખવા મુસ્તહબ છે.

૨૫ રજબ મહિનામાં વધુ રોઝા રાખવા મુસ્તહબ છે.

૨૬ શા'બાન મહિનામાં વધુ રોઝા રાખવા મુસ્તહબ છે.

૨૭ શા'બાનની પંદરમી તારીખનો રોઝો રાખવાનો ઘણો જ સવાબ છે. માટે શા'બાનમાં જો વધુ રોઝા ન રાખી શકાય તો પંદરમીનો રોઝો રાખવો જોઇએ.

૨૮ જે માણસ શાબાનની શરૂઆતમાં ત્રણ અને શા'બાનની વચ્ચે ત્રણ અને શાબાનની છેલ્લે ત્રણ રોઝા રાખશે તો તે આખા વર્ષની ઈબાદતનો સવાબ મેળવશે અને વફાત થશે તો શહાદતનો દરજ્જો પામશે.

૨૯ સૌમે દાઉદી, એટલે કે પાંચ હરામ રોઝાઓ સિવાય પૂરા વર્ષમાં એક દિવસના આંતરે રોઝા રાખવા મુસ્તહબ છે. આ પ્રમાણે રોઝા રાખવા અલ્લાહ તઆલાની નજીક ઘણું જ અફઝલ અને પસંદિત છે. આ ઘણાં જ સવાબવાળા રોઝા છે. હઝરત મુહમ્મદ મુસ્તફા (સલ.)એ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલાની નજીક સૌથી પસંદિત રોઝા દાઊદ (અલૈ.)ના રોઝા છે. હઝરત દાઉદ (અલૈ.) હંમેશા એક દિવસ રોઝો રાખતા હતા અને એક દિવસ રોઝો રાખતા ન હતા.

૩૦ ઈદુલ ફિત્ર–રમઝાન શરીફની ઈદનો રોઝો, એટલે કે પહેલી શવ્વાલનો રોઝો રાખવો હરામ છે.

૩૧ ઝિલ્હજ્જની દસમી, અગિયારમી, બારમી અને તેરમી–આ ચાર તારીખોમાં રોઝા રાખવા હરામ છે.

૩૨ માત્ર શનિવારનો એક રોઝો રાખવો ઈસાઇઓની મુશાબહતના કારણે મકરૂહ છે.

૩૩ માત્ર રવિવારનો એક રોઝો રાખવો યહૂદીઓની મુશાબહતના કારણે મકરૂહ છે.

૩૪ માત્ર દસમી મુહર્રમનો એક રોઝો રાખવો યહૂદીઓની મુશાબહતના કારણે મકરૂહ છે.

૩૫ નવરોઝના દિવસનો રોઝો રાખવો પારસીઓની મુશાબહતના કારણે મકરૂહ છે.

૩૬ મહરગાનના દિવસનો રોઝો રાખવો પારસીઓની મુશાબહતના કારણે મકરૂહ છે.

૩૭ નવરોઝ આશરે બાવીસ માર્ચના હોય છે. તે દિવસે સૂર્ય બુર્જે હમલમાં હોય છે.

૩૮ મહરગાન મહ્ માહનો સાતમો દિવસ છે. શમસી વર્ષનો પહેલો દિવસ હોય છે. તે દિવસે સૂર્ય બુર્જે મિઝાનમાં દાખલ થાય છે.

૩૯ જે દિવસને ગેર મુસ્લિમો ઘણો જ ઉત્તમ દિવસ માનતા હોય તો ગેર મુસ્લિમોની મુશાબહતના કારણે ખાસ તે દિવસનો રોઝો રાખવો મકરૂહ છે.

૪૦ અવરતે પોતાના ધણીની ઈજાઝત વગર નફલ રોઝા રાખવા મકરૂહ છે.

૪૧ અવરતે ધણીના રોઝાની હાલતમાં અથવા બીમાર હોવાની હાલતમાં અથવા એહરામની હાલતમાં હોવાના સમયમાં પોતાના ધણીની ઈજાઝત વગર નફલ રોઝા રાખવા મકરૂહ નથી.

૪૨ ઈસાઈઓ, યહૂદીઓ, મજુસીઓ, હિન્દુઓ-કોઈ પણ ગેર મુસ્લિમોની સાથે મુશાબહતના ઈરાદા વગર અને તેમના દિવસોની તા'ઝીમના ઇરાદા વગર કોઇ માણસ માત્ર તેમના દિવસોમાં રોઝા રાખશે તો મુશાબહત થવાને કારણે મકરૂહે તંનઝીહી લેખાશે.

૪૩ ગેર મુસ્લિમોની સાથે મુશાબહત કરવાના ઇરાદે અને તેમના દિવસોની તા'ઝીમના ઇરાદે જો કોઈ તે દિવસોમાં રોઝા રાખશે તો એ સૂરતમાં એ રોઝા હરામ લેખાશે.

૪૪ સૂકૂત (ચૂપકીદી)નો રોઝો, જેને મરયમનો રોઝો કહે છે, જેમાં રોઝો રાખીને આખો દિવસ બોલવાનું બંધ રાખવાને પણ ઈબાદત માનવામાં આવે છે. આ પ્રમાણે ચૂપકીદી સાધવાને ઈબાદત સમજવું એ મજુસીયોની મુશાબહત છે. કારણ, પારસીઓ રોઝો રાખી ચૂપકીદી સાધવાને ઈબાદત માને છે. એટલે રોઝો રાખીને સદંતર ખામોશ રહેવું મજુસીઓની સાથે મુશાબહત થવાના કારણે મકરૂહે તહરીમી છે. રોઝો રાખીને સારી વાતો જરૂર કરવી જોઈએ.

૪૫ કમઝોર થઈ જવાનો ભય હોય તો હાજીએ અરફાનો રોઝો રાખવો મકરૂહ છે.

૪૬ હઝારી રોઝો, એટલે કે રજબની સત્તાવીસમી તારીખનો રોઝો રાખવો બિદઅત છે.

૪૭ રોઝો રાખવા માટે દિલમાં ઈરાદો હોવો જરૂરી છે.

૪૮ ઈરાદા વગર રોઝો રાખવાથી રોઝો અદા થશે નહિ.

૪૯ સુબ્હે સાદિકથી સૂરજ ગુરૂબ થતાં સુધી રોઝાના ઈરાદે પોતાને ખાવા–પીવા અને શર્મગાહની ખ્વાહિશોથી રોકવું એ રોઝાનો રુક્ન છે.

૫૦ રમઝાન શરીફના રોઝા ફર્ઝ થવા માટે મુસલમાન, અક્કલવાન અને બાલિગ હોવું શર્ત છે.

૫૧ રમઝાન શરીફના રોઝા રમઝાનમાં જ અદા કરવા માટે તંદુરસ્ત અને મુકીમ–સ્થાયી હોવું શર્ત છે.

૫૨ રમઝાન શરીફના રોઝા બીમારીના કારણે રમઝાન મહિનામાં ન રાખી શકાય તો જાઈઝ છે; પરંતુ બીમારી સારી થયા પછી બીમારીના કારણે રમઝાન શરીફના છૂટેલા રોઝાઓની કઝા કરવી ફર્ઝ છે.

૫૩ રમઝાન શરીફના રોઝા હમલવાળી યા દૂધ પીવડાવનારી અવરતે રમઝાન શરીફમાં ન રાખવા જાઈઝ છે; પરંતુ છૂટેલા રોઝાઓની કઝા કરવી ફર્ઝ છે.

૫૪ રમઝાન શરીફના રોઝા રમઝાન શરીફના મહિનામાં સફરના કારણે ન રાખી શકાય તો જાઇઝ છે; પરંતુ સફરના કારણે છૂટેલા રોઝાઓની કઝા કરવી ફર્ઝ છે.

૫૫ મુસાફિર માણસે સફરમાં હોવા છતાં રમઝાન શરીફના રોઝા રાખવા અફઝલ છે.

૫૬ હૈઝવાળી યા નિફાસવાળી અવરતે રમઝાન શરીફના રોઝા રાખવા હરામ છે; પરંતુ હૈઝના કારણે છૂટેલા રોઝાઓની કઝા કરવી ફર્ઝ છે.

૫૭ રમઝાન શરીફના રોઝા અતિશય ઘરડા મર્દે યા અવરતે રમઝાન શરીફમાં ન રાખવા જાઈઝ છે.

૫૮ રમઝાન શરીફ અને નઝરે મુઅય્યનના રોઝા તથા સુન્નત અને મુસ્તહબ રોઝાની નિય્યત અડધા દિવસ સુધીમાં કરી લેવી જરૂરી છે અડધા દિવસ પછી રોઝાની નિય્યત કરશે તો રોઝો અદા થશે નહિ.

૫૯ રમઝાન શરીફના કઝા રોઝા, કફ્ફારાના રોઝા અને નઝરે ગેર મુઅય્યન રોઝાની નિય્યત સુબ્હે સાદિક થવા પહેલાં કરવી જરૂરી છે. સુબ્હે સાદિક થઇ ગયા પછી રોઝાની નિય્યત કરશે તો રોઝો અદા થશે નહિ.

૬૦ રમઝાન શરીફના રોઝા, નઝરે મુઅય્યનના રોઝા

અને સુન્નત–મુસ્તહબ રોઝાની નિય્યત માટે તે રોઝાઓના જ ઇરાદા સાથે નિય્યત કરવી જરૂરી નથી. માત્ર રોઝાની નિય્યત કરવાથી રોઝા અદા થઇ જશે.

૬૧ રમઝાનના કઝા રોઝા, નઝરે ગેર મુઅય્યનના રોઝા અને કફ્ફરાના રોઝાની નિય્યત માટે ખાસ તે રોઝાઓની જ ઇરાદે રોઝા રાખવાથી રોઝા અદા થશે. માત્ર રોઝાનો ઈરાદો કરી લેવાથી તે રોઝા અદા થશે નહિ.

૬૨ રોઝાની નિય્યત દિલમાં કરવી જરૂરી છે. ઝબાનથી નિય્યત કરવી જરૂરી નથી. રોઝાની નિય્યત ઝબાનથી કરી લેવી બેહતર છે.

૬૩ ઝબાનથી રોઝાની નિય્યત કર્યા વગર રોઝો બરાબર અદા થઈ જશે. અલબત્ત, દિલમાં રોઝાની નિય્યત કરવી ફર્ઝ છે.

# રોઝાની સુન્નતો અને મુસ્તહબ્બાત

૧ રોઝો રાખવા માટે સેહરી ખાવી સુન્નત છે.

૨ સેહરીમાં મોડું કરવું–સુબ્હે સાદિક પહેલાં પહેલાં સેહરી ખાવી મુસ્તહબ છે.

૩ રમઝાનના રોઝા, નઝરે મુઅય્યનના રોઝા અને

મુસ્તહબ—નફલ રોઝાઓમાં અડધા દિવસ સુધીમાં રોઝાની નિય્યત કરી લેવી જરૂરી છે. આ રોઝાઓમાં સુબ્હે સાદિક થવા પહેલાં જ રોઝાની નિય્યત કરી લેવી મુસ્તહબ છે.

૪ ઝબાનથી પણ રોઝાની નિય્યત કરી લેવી મશાઈખે કિરામની સુન્નતં છે. હઝરત મુહમ્મદ મુસ્તફા (સલ.)થી ઝબાનથી નિય્યત કરવાનું અહાદીષમાં આવ્યું નથી.

૫ અરબીમાં રોઝાની નિય્યત : નવયૂતુ અન્ અસૂ-મ ગદન્ લિલ્લાહિ તઆલા.

૬ રોઝો ઈફતાર કરવામાં જલ્દી કરવું મુસ્તહબ છે. સૂરજ ગુરૂબ થયા પછી રોઝો ઈફતાર કરવામાં મોડું ન કરવું જોઈએ.

૭ ખારેક, ખજૂર તથા કોઇ મીઠી વસ્તુ અથવા પાણીથી રોઝો ઇફતાર કરવો મુસ્તહબ છે.

૮ રોઝો ઇફતાર કરવા માટે એકી સંખ્યામાં ખારેક કે ખજૂર ખાવું મુસ્તહબ છે.

૯ રોઝો ઇફતાર કરતી વખતે આ દુઆ પઢવી મુસ્તહબ છે : અલ્લાહુમ્મ લ-ક સુમ્તુ વબિ-ક આમન્તુ વ અલયક તવક્કલ્તુ વ અલા રિઝકિક અફતરતુ.

૧૦ રોઝો ઇફતાર કરવામાં બીજા રોઝાદારને શરીક કરવાથી તેના રોઝાના સવાબમાં કમી થયા વગર

ઈફતાર કરાવનારને પણ તેના રોઝાનો સવાબ મળે છે.

૧૧ રોઝાદારને ઈફતાર કરાવવું ગુનાહોની બખ્શિશનો અને દોઝખની આગથી નજાતનો સબબ બને છે.

૧૨ રોઝાદારને પેટ ભરીને ખવડાવનારને અલ્લાહ તઆલા હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની હૌઝે કવષરનું પાણી પીવડાવશે, જેની બરકતથી તેને તરસ લાગશે નહિ, અહિંયાં સુધી કે તે જન્નતમાં દાખલ થઇ જશે.

૧૩ રોઝાદારે બકવાસ, જૂઠ, ગીબત, ચાડી–ચુગલી, જૂઠી કસમ, શહવતભરી નઝર, બેહયાઈ, ઝુલ્મ, દુશ્મની, રિયાકારી અને દરેક ખરાબ વાતો કરવા અને સાંભળવાથી સદંતર પરહેઝ કરવું મુસ્તહબ છે.

૧૪ ગુનાહોથી બચવું દરેક સમયે વાજિબ છે; પરંતુ રોઝાની હાલતમાં ગુનાહોથી બચવાની ઘણી જ તાકીદ આવેલી છે. એટલે રોઝાની હાલતમાં સ્વજાતને ગુનાહોથી બચાવી રાખવી મુસ્તહબ છે.

૧૫ રોઝાની હાલતમાં ગુનાહોથી ન બચનાર રોઝાના સવાબ અને બરકતોથી મહરૂમ રહે છે.

૧૬ રોઝા રાખીને ગુનાહો કરનાર માણસને રોઝા રાખવાનો સવાબ તદ્દન મળતો નથી.

૧૭ રોઝાની હાલતમાં દરેક વુઝૂ કરતી વખતે અને સૂઇને ઊઠીને મિસ્વાક કરવું મુસ્તહબ છે.

૧૮ રમઝાન મુબારકમાં બીજા મહિનાઓ કરતાં ઈબાદતો અને ખૈર-ખૈરાત વધુથી વધુ કરવી મુસ્તહબ છે. ખાસ કરીને રમઝાન મુબારકના છેલ્લા અશરામાં રાતે જાગીને ઈબાદતો કરવી અને એ'તેકાફ કરવો જોઈએ.

# રોઝાના મકરૂહાત

૧ રોઝાની હાલતમાં મોઢામાં થૂંક ભેગું કરીને ગળી જવું મકરૂહ છે.

૨ રોઝાની હાલતમાં જરૂરત અને મજબૂરી વગર કોઈ વસ્તુને ઝબાનની અણીથી ચાખવી મકરૂહ છે.

૩ રોઝાની હાલતમાં ગુંદર ચાવવો યા મોઢામાં બીજી કોઈ વસ્તુ મૂકી રાખવી મકરૂહ છે.

૪ રોઝાની હાલતમાં પગોને વધુ ખુલ્લા કરીને ઇસ્તિનજો કરવામાં વધુ મુબાલગો (અતિશયોક્તિ) કરવું મકરૂહ છે.

૫ રોઝાની હાલતમાં કોગળા કરવામાં તથા નાકમાં પાણી પહોંચાડવામાં ખૂબ મુબાલગો કરવો મકરૂહ છે.

૬ રોઝાની હાલતમાં જનાબતનું ગુસલ કરવામાં જાણી-બૂઝીને મોડું કરવું મકરૂહ છે.

૭ રોઝાની હાલતમાં રોઝો ઘણો જ લાગ્યો હોવાની ગભરાહટ અને બેકરારી જાહેર કરવી મકરૂહ છે.

# રોઝાના ગેર મકરૂહાત

૧ રોઝાની હાલતમાં સુરમો લગાડવો મકરૂહ નથી.

૨ રોઝાની હાલતમાં શરીર પર, માથામાં અથવા દાઢીમાં તેલ લગાડવું મકરૂહ નથી.

૩ રોઝાની હાલતમાં ઠંડક હાસિલ કરવા માટે ગુસ્લ કરવું મકરૂહ નથી.

૪ રોઝાની હાલતમાં મિસ્વાક કરવું, ભલે તે લીલી જડનું યા લીલી ડાળખીનું હોય મકરૂહ નથી.

૫ રોઝાની હાલતમાં ખૂશ્બૂ સૂંઘવી યા લગાડવી મકરૂહ નથી.

૬ રોઝાની હાલતમાં ભૂલથી ખાવું-પીવું મકરૂહ નથી.

૭ રોઝાની હાલતમાં ઈરાદા વગર આપમેળે ઊલટી થવાથી રોઝો મકરૂહ થતો નથી.

૮ રોઝાની હાલતમાં થૂંક ગળવું મકરૂહ નથી.

૯ રોઝાની હાલતમાં ઇરાદા વગર મચ્છર યા માખના ગળામાં ઊતરી જવાથી રોઝો મકરૂહ થતો નથી.

૧૦ રોઝાની હાલતમાં ઈરાદા વગર ધૂમાડો ગળામાં ઊતરી જાય તો રોઝો મકરૂહ થતો નથી.

૧૧ રોઝાની હાલતમાં ઈન્ઝેકશન લેવાથી રોઝો તૂટતો નથી અને મકરૂહ પણ થતો નથી.

# રોઝાને તોડનારી વસ્તુઓ

૧ રોઝાદારના મોઢામાં કોઇએ બળજબરીથી કોઇ વસ્તુ નાખી અને તે ગળામાં ઊતરી ગઈ તો રોઝો તૂટી જશે, રોઝાની કઝા ફર્ઝ છે. કફ્ફારો વાજિબ નથી.

૨ રોઝાની હાલતમાં કોગળો કરતાં કરતાં રોઝો યાદ હોવા છતાં પાણી ગળામાં ઊતરી જવાથી રોઝો તૂટી જશે, કઝા ફર્ઝ છે, કફ્ફારો વાજિબ નથી.

૩ ઈરાદાપૂર્વક મોઢું ભરીને ઊલટી કરવાથી રોઝો તૂટી જશે, કઝા ફર્ઝ છે, કફ્ફારો વાજિબ નથી.

૪ આપોઆપ, ઇરાદા વગર ઊલટી આવી, તેને ઈરાદા-પૂર્વક ગળામાં પાછી વાળવાથી રોઝો તૂટી જશે, કઝા ફર્ઝ છે, કફ્ફારો વાજિબ નથી.

૫ કાંકરી યા પત્થર ગળી જવાથી રોઝો તૂટી જશે, કઝા ફર્ઝ છે. કફ્ફારો વાજિબ નથી.

૬ ગોટલી, માટી યા કાગળ ગળી જવાથી રોઝો તૂટી જશે, કઝા ફર્ઝ છે, કફ્ફારો વાજિબ નથી.

૭ દાંતોમાં ચોંટેલી ચણા જેટલી કોઈ ખાવાની વસ્તુ બહાર કાઢયા વગર ગળી જવાથી રોઝો તૂટી જશે, કઝા ફર્ઝ છે, કફ્ફારો વાજિબ નથી.

૮ દાંતોમાં ચોંટેલી ચણાથી ગમે તેટલી નાની વસ્તુને

બહાર કાઢીને પછી ખાઈ જવાથી રોઝો તૂટી જશે. કઝા ફર્ઝ છે. કફ્ફારો વાજિબ નથી.

૯ કાનમાં તેલ અથવા દવા નાખવાથી રોઝો તૂટી જશે. કઝા ફર્ઝ છે. કફ્ફારો વાજિબ નથી.

૧૦ નાકમાં દવા નાખવાથી રોઝો તૂટી જશે. કઝા ફર્ઝ છે. કફ્ફારો વાજિબ નથી.

૧૧ દાંતોમાંથી નીકળેલું લોહી પ્રમાણમાં થૂંકથી વધુ હોય તો તેને ગળી જવાથી રોઝો તૂટી જશે. કઝા ફર્ઝ છે. કફ્ફારો વાજિબ નથી.

૧૨ રોઝાની હાલતમાં ભૂલથી ખવાય અથવા પીવાય જાય તો રોઝો તૂટતો નથી; પરંતુ એવું સમજીને કે મારો રોઝો તૂટી ગયો છે, એટલે પછી ઈરાદાપૂર્વક ખાય કે પી લેવાથી રોઝો તૂટી જશે. કઝા ફર્ઝ છે. કફ્ફારો વાજિબ નથી.

૧૩ સુબ્હે સાદિક થઈ ગયા પછી એમ સમજીને સેહરી ખાવી કે હજી સુબ્હે સાદિક થઈ નથી તો રોઝો તૂટી જશે. કઝા ફર્ઝ છે. કફ્ફારો વાજિબ નથી.

૧૪ દમની બીમારીવાળા માણસે રમઝાન શરીફમાં રોઝાની હાલતમાં દમ દબાવવાનો પંપ મ્હોંમાં મૂકી દબાવીને દવા ખાવાથી રોઝો તૂટી જશે. કઝા ફર્ઝ છે. કફ્ફારો વાજિબ નથી.

૧૫ સૂરજ ગુરૂબ થયો નથી અને એમ સમજીને કે

સૂરજ ગુરૂબ થઈ ચૂકયો છે, ઈફતારી કરી લેવાથી રોઝો તૂટી જશે, કઝા ફર્ઝ છે. કફ્ફારો વાજિબ નથી.

૧૬ રમઝાન શરીફમાં રોઝો રાખીને ખોરાક અથવા લઝઝત તરીકે વપરાતી વસ્તુને જાણીબૂઝીને, ઈરાદાપૂર્વક ખાવા–પીવાથી એક રોઝાની કઝા અને કફ્ફારો, એટલે કે લગાતાર સાઠ રોઝા અને એક કઝા રોઝો રાખવો ફર્ઝ છે.

૧૭ રમઝાન શરીફમાં રોઝો રાખીને જાણીબૂઝીને, ઈરાદાપૂર્વક હમબિસ્તરી કરવાથી એક રોઝાની કઝા અને કફ્ફારો એટલે કે લગાતાર સાઠ રોઝા અને એક રોઝો રાખવો ફર્ઝ છે.

૧૮ રમઝાન શરીફમાં રોઝો રાખીને સૂર્મો લગાવ્યો. એનાથી રોઝો તૂટતો નથી; પરંતુ એવું સમજીને કે મારો રોઝો તૂટી ગયો છે. પછી જાણીબૂઝીને ખાવાપીવાથી એક રોઝાની કઝા અને કફ્ફારો એટલે કે લગાતાર સાઠ રોઝા અને એક કઝા રોઝો રાખવો ફર્ઝ છે.

૧૯ રમઝાન શરીફ સિવાય બીજા કોઈ પણ પ્રકારના રોઝાને ઈરાદાપૂર્વક તોડવાથી માત્ર તે રોઝાની કઝા કરવી વાજિબ છે. કફ્ફારો વાજિબ થતો નથી.

૨૦ રમઝાન શરીફના કઝા રોઝાને ઈરાદાપૂર્વક

તોડવાથી માત્ર તેની કઝા કરવી ફર્ઝ છે. કફ્ફારો વાજિબ થતો નથી.

૨૧ રમઝાન માસમાં જેનો રોઝો તૂટી જાય તેણે મગરિબ સુધી રોઝદારો પ્રમાણે રહેવું વાજિબ છે.

૨૨ રમઝાન માસમાં મુસાફિર દિવસે સફરમાંથી પોતાના ઘરે આવી ગયો અને સફરના કારણે એણે રોઝો રાખેલો ન હતો તો એણે ઘરે આવ્યા પછી મગરિબ સુધી રોઝાદારો પ્રમાણે રહેવું વાજિબ છે.

૨૩ રમઝાન માસમાં નાબાલિગ છોકરા અથવા છોકરીએ રોઝો રાખેલો ન હતો અને દિવસમાં તે બાલિગ થયાં તો તેમણે મગરિબ સુધી રોઝાદારો પ્રમાણે રહેવું વાજિબ છે.

૨૪ રમઝાન માસમાં હૈઝ યા નિફાસને કારણે અવરતે રોઝો રાખવો હરામ છે; પરંતુ દિવસે પાક થઈ ગઇ તો એણે મગરિબ સુધી રોઝાદારો પ્રમાણે રહેવું વાજિબ છે.

૨૫ રમઝાન માસમાં ગાંડા માણસે રોઝા રાખવા ફર્ઝ નથી; પરંતુ રમઝાન માસમાં દિવસે ગાંડપણ દૂર થઈ ગયું તો એણે મગરિબ સુધી રોઝાદારો પ્રમાણે રહેવું વાજિબ છે.

૨૬ રમઝાન શરીફમાં હૈઝ તથા નિફાસવાળી અવરતે તેમ જ મુસાફિરે અને સખત બીમારે રોઝાદારો પ્રમાણે રહેવું વાજિબ નથી; બલકે રમઝાન શરીફમાં દિવસે ખાય-પી શકે છે. રમઝાન શરીફમાં દિવસે ખાવા-પીવામાં કંઈ જ ગુનોહ નથી.



## ☆ એ'તેકાફનું બયાન ☆

૧ દરેક પ્રકારનો એ'તેકાફ સહીહ થવા માટે એ'તેકાફ કરનારનું મુસલમાન હોવું શર્ત છે.

૨ દરેક પ્રકારના એ'તેકાફ માટે એ'તેકાફનો ઈરાદો હોવો શર્ત છે.

૩ એ'તેકાફના ઈરાદા વગર એ'તેકાફ અદા થશે નહિ.

૪ પુરુષોએ એવી મસ્જિદમાં એ'તેકાફ કરવું શર્ત છે કે જેમાં પાંચેવ વખતની નમાઝો જમાઅત સાથે અદા થતી હોય.

૫ જે મસ્જિદમાં પાંચેવ વખતની નમાઝો જમાઅત સાથે અદા થતી ન હોય એવી મસ્જિદમાં એ'તેકાફ કરવાથી પુરુષોનો એ'તેકાફ અદા થશે નહિ.

૬ વાજિબ એ'તેકાફ કરવા માટે રોઝાદાર હોવું શર્ત છે.

૭ રોઝો રાખ્યા વગર વાજિબ એ'તેકાફ કરવાથી તે અદા થશે નહિ.

૮ એ'તેકાફ કરનારનું આકિલ હોવું શર્ત છે.

૯ મજનૂન-પાગલ માણુસ એ'તેકાફ કરશે તો એ'તેકાફનો ઇરાદો કરી નહિ શકે. એ કારણે પાગલ માણુસનો એ'તેકાફ અદા થશે નહિ.

૧૦ એ'તેકાફ કરનારનું એ'તેકાફ શરૂ કરતી વખતે હદષે અકબર (જનાબત)થી પાક હોવું શર્ત છે.

૧૧ જનાબતની હાલતમાં કોઈ માણુસ એ'તેકાફ શરૂ કરશે તો તે એ'તેકાફ અદા થશે નહિ.

૧૨ અવરતે પોતાના ઘરમાં એ'તેકાફ કરવો જોઈએ.

૧૩ અવરતે એ'તેકાફ કરવા માટે જનાબત તેમ જ હૈઝ અને નિફાસથી પાક હોવું શર્ત છે.

૧૪ અવરત જો જનાબત અને હૈઝ–નિફાસની હાલતમાં એ'તેકાફ શરૂ કરશે તો તે એ'તેકાફ અદા થશે નહિ.

૧૫ કોઈએ એ'તેકાફની મન્નત માની હોય તો જેટલા દિવસના એ'તેકાફની મન્નત માની હોય તેટલા દિવસનો એ'તેકાફ રોઝાની સાથે કરવો વાજિબ છે.

૧૬ મન્નતના વાજિબ એ'તેકાફમાં રોઝો રાખવો વાજિબ છે. એટલા માટે એક દિવસથી ઓછા એ'તેકાફની મન્નત માનવી જાઈઝ નથી.

૧૭ મન્નત એ'તેકાફનો ઓછામાં ઓછો ટાઈમ એક

દિવસનો છે. એક દિવસથી ઓછો મન્નતનો એ'તેકાફ હોય શકતો નથી.

૧૮ રમઝાન શરીફના છેલ્લા અશરાનો વીસમા રોઝાની સાંજથી ઇદનો ચાંદ થતાં સુધીનો એ'તેકાફ સુન્નતે મુઅક્કદા અલલ કિફાયહ છે.

૧૯ રમઝાન શરીફના છેલ્લા અશરામાં મહોલ્લાના અમુક માણસો એ'તેકાફ કરી લેશે તો મહોલ્લાના બીજા બધા જ મુસલમાનોના ઝિમ્મેથી જવાબદારી અદા થઈ જશે.

૨૦ મહોલ્લામાંથી જો એક પણ મુસલમાન મહોલ્લાની મસ્જિદમાં એ'તેકાફ નહિ કરે તો મહોલ્લાના બધા જ મુસલમાનો સુન્નતે મુઅક્કદા છોડવાના ગુનેહગાર થશે.

૨૧ વાજિબ અને સુન્નતે મુઅક્કદા અલલ કિફાયહ સિવાયના બધા જ એ'તેકાફો મુસ્તહબ છે.

૨૨ મુસ્તહબ એ'તેકાફ આખા વર્ષમાં ગમે ત્યારે કરવો જાઇઝ છે.

૨૩ મુસ્તહબ એ'તેકાફ માટે રોઝો રાખવો વાજિબ નથી.

૨૪ મુસ્તહબ એ'તેકાફ રોઝા વગર કરવો જાઈઝ છે.

૨૫ મુસ્તહબ એ'તેકાફ માટે ટાઈમનું કોઈ પ્રમાણ નક્કી નથી.

૨૬ મુસ્તહબ એ'તેકાફ પાંચ-દસ મિનિટનો કરવો પણ જાઇઝ છે.

૨૭ મુસ્તહબ એ'તેકાફ અમુક કલાકોનો કરવો પણ જાઈઝ છે.

૨૮ મુસ્તહબ એ'તેકાફ અમુક દિવસોનો કરવો પણ જાઈઝ છે.

૨૯ મસ્જિદમાં દાખલ થતી વખતે દરેક વખતે એ'તેકાફની નિય્યત કરી લેવાથી દરરોજ ઘણાં એ'તેકાફનો સવાબ મળી શકે છે.

# એ'તેકાફના મુસ્તહબ્બાત

૧ એ'તેકાફની હાલતમાં નેક અને સારી વાતો કરવી.
૨ એ'તેકાફની હાલતમાં કુર્આન શરીફની તિલાવત કરવી.
૩ એ'તેકાફની હાલતમાં દુરૂદ શરીફ પઢતાં રહેવું.
૪ એ'તેકાફની હાલતમાં દીની ઈલ્મ શીખવો-શીખવવો.
૫ એ'તેકાફની હાલતમાં વઅઝ અને નસીહત કરવી.
૬ એ'તેકાફની હાલતમાં દીની કિતાબો પઢવી.
૭ એ'તેકાફની હાલતમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સીરત મુબારક પઢવી. અમ્બિયાએ ઈઝામ (અલૈ.) અને નેક લોકોના જીવન ચરિત્રો પઢવા અથવા લખવા.
૮ એ'તેકાફની હાલતમાં અલ્લાહ તઆલાની ઈબાદતો કરવી, અલ્લાહ તઆલાનો ઝિક્ર કરવો.

૯ જુમ્અહ મસ્જિદમાં એ'તેકાફ કરવો.

## એ તેકાફના મકરૂહાત

૧ એ'તેકાફની હાલતમાં સદંતર ચૂપ રહેવું અને ચૂપ રહેવાને ઈબાદત સમજવું મકરૂહે તહરીમી છે.

૨ એ'તેકાફની હાલતમાં ઝબાનના ગુનાહોથી ચૂપ રહેવું એ તો ઘણી જ મોટી ઈબાદત છે.

૩ એ'તેકાફની હાલતમાં વહેપારના કોઈ સામાનને મસ્જિદમાં લાવીને વેચવું મકરૂહે તહરીમી છે.

૪ એ'તેકાફની હાલતમાં વહેપારનો સામાન મસ્જિદમાં લાવ્યા વગર વહેપાર કરવો મકરૂહ છે.

૫ એ'તેકાફની હાલતમાં ગાળો બોલવું હરામ છે.

૬ એ'તેકાફની હાલતમાં લડાઇ–ઝઘડો કરવો મકરૂહે તહરીમી છે.

૭ એ'તેકાફની હાલતમાં વાહિયાત વાતો કરવી મકરૂહે તહરીમી છે.

## એ તેકાફને તોડનારી વસ્તુઓ

૧ અકારણ ભૂલથી અથવા ઇરાદાપૂર્વક મસ્જિદની બહાર નીકળવાથી એ'તેકાફ તૂટી જશે.

૨ એ'તેકાફની હાલતમાં હમબિસ્તરી કરવાથી એ'તેકાફ તૂટી જશે.

૩ એ'તેકાફની હાલતમાં પેશાબ, પાખાના, વુઝૂ અથવા ફર્ઝ ગુસલ જેવા જરૂરી કારણોસર મસ્જિદની બહાર નીકળ્યા પછી એ જરૂરતો પૂરી થઇ જવા છતાં અમુક ટાઇમ મસ્જિદની બહાર રહેવાથી એ'તેકાફ તૂટી જશે.

૪ એ'તેકાફની હાલતમાં બીમાર થઇ જવાને કારણે મસ્જિદની બહાર નીકળી જવાથી એ'તેકાફ તૂટી જશે.

૫ એ'તેકાફની હાલતમાં સુન્નત ગુસલ કરવા માટે મસ્જિદની બહાર નીકળી જવાથી એ'તેકાફ તૂટી જશે.

૬ એ'તેકાફની હાલતમાં ભય-ડર લાગવાને કારણે મસ્જિદની બહાર નીકળી જવાથી એ'તેકાફ તૂટી જશે.

૭ એ'તેકાફ શરૂ કરવા પહેલાં જનાઝાની નમાઝ પઢવા માટે બહાર નીકળવાનો જો ઇરાદો કર્યો ન હોય તો એ'તેકાફની હાલતમાં જનાઝાની નમાઝ પઢવા માટે મસ્જિદની બહાર નીકળી જવાથી એ'તેકાફ તૂટી જશે.

૮ વાજિબ એ'તેકાફ તૂટી જવાથી તેની કઝા કરવી વાજિબ છે.

૯ સુન્નતે મુઅક્કદા અલલ કિફાયહ તથા મુસ્તહબ એ'તેકાફ તૂટી જવાથી તેની કઝા કરવી વાજિબ નથી.

૧૦ સુન્નતે મુઅક્કદા અલલ કિફાયહ એ'તેકાફ તૂટી જવાથી તૌબા કરવી જરૂરી છે.

# * એ'તેકાફમાં જાઈઝ વસ્તુઓ *

૧ એ'તેકાફની હાલતમાં પેશાબ-પાખાનું કરવા માટે મસ્જિદમાંથી બહાર નીકળવાથી એ'તેકાફ તૂટશે નહિ.

૨ એ'તેકાફની હાલતમાં વુઝૂ કરવા માટે મસ્જિદમાંથી બહાર નીકળવાથી એ'તેકાફ તૂટશે નહિ.

૩ એ'તેકાફની હાલતમાં એહતિલામ થઈ જવાથી ફર્ઝ ગુસલ કરવા માટે મસ્જિદમાંથી બહાર નીકળવાથી એ'તેકાફ તૂટશે નહિ.

૪ એ'તેકાફની હાલતમાં જુમ્અહ મસ્જિદમાં ખુત્બા પહેલાં ચાર રકાતો પઢી શકાય એટલું વહેલું મસ્જિદમાંથી જવાથી એ'તેકાફ તૂટશે નહિ.

૫ એ'તેકાફની હાલતમાં અઝાન આપવા માટે મસ્જિદમાંથી બહાર નીકળવાથી એ'તેકાફ તૂટશે નહિ.

૬ એ'તેકાફ કરવા પહેલાં જનાઝાની નમાઝ પઢવા માટે મસ્જિદની બહાર નીકળવાનો ઈરાદો કર્યો હોય તો એ'તેકાફની હાલતમાં જનાઝાની નમાઝ પઢવા માટે મસ્જિદમાંથી બહાર નીકળવાથી એ'તેકાફ તૂટશે નહિ.

૭ રમઝાન શરીફના છેલ્લા અશરામાં એ'તેકાફમાં

નહિ બેસનારે પણ છેલ્લા અશરાની રાતોમાં ઇબાદતો કરવી જોઈએ કે જેથી શબે કદ્રની ફઝીલત હાસિલ થાય.

૮ હઝરત મુહમ્મદ મુસ્તફા (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ રમઝાન શરીફના છેલ્લા અશરાની રાતોમાં પોતે પણ પુષ્કળ ઈબાદતો કરી છે અને પોતાના ઘરવાળાઓની પાસે ય છેલ્લા અશરાની રાતોમાં ઇબાદતો કરાવતા હતા. કારણ કે એ રાતોમાં કોઈ નેક અમલ કરવો, બીજી રાતો જેમાં શબે કદ્ર ન હોય એવી હજાર રાતો કરતાં બેહતર છે અને શબે કદ્ર રમઝાન શરીફના છેલ્લા અશરાની રાતોમાં હોય છે.

૯ રમઝાન શરીફના છેલ્લા અશરાની રાતોમાં આ આ'માલ કરવા મુસ્તહબ છે : કુર્આન શરીફ પઢવું યા સાંભળવું, નફલ નમાઝો પઢવી, અલ્લાહ તઆલાનો ઝિક્ર કરવો, દુરૂદ શરીફ પઢવું, હદીષો પઢવી યા સાંભળવી, વગેરે.

૧૦ રમઝાન શરીફના છેલ્લા અશરાની રાતો, ઝિલ્હજ્જના પ્રથમ અશરાની રાતો, મુહર્રમની પહેલી અને દસમી રાત, રજબની પહેલી અને સત્તાવીસમી રાત, શાબાનની પંદરમી રાત, બન્ને ઈદોની રાતો અને દરેક જુમ્અહની રાત—આ

રાતોમાં ઈબાદતો અને દુઆઓ કરવામાં જ ઘણો ફાયદો છે.

૧૧ ઝિલ્હજ્જની પ્રથમ દસ રાતોમાં ઈબાદતો કરવી શબે કદ્રમાં ઈબાદતો કરવા સમાન છે.

૧૨ વર્ષની દરેક રાતે શક્તિ અનુસાર કંઈ ને કંઇ ઈબાદતો કરનાર ખુશનસીબને ફઝીલતોવાળી રાતોમાં ઈબાદતો કરવાનો હિસ્સો મળે છે.

૧૩ અલ્લાહ તઆલાની ઈબાદતો કરનાર ખુશનસીબ બંદાઓ દર રાતે યથાશક્તિ કંઈ ને કંઈ ઈબાદતો કરીને જ રાત બસર કરે છે. તેનો સારો અજર ખુશનસીઓને ઈન્શા અલ્લાહ જરૂર મળશે.

# ★ હજનું બયાન ★

## ✱ હજની ફઝીલતો ✱

૧ હજ પઢનારને ઘણો જ સવાબ મળે છે.

૨ સારી રીતે હજ પઢીને આવનાર ગુનાહોથી પાક થઈ જઈને ઘરે આવે છે.

૩ હજ્જે મબરૂર દુનિયા અને દુનિયામાં જે કાંઈ છે

તેનાથી પણ બેહતર છે અને હજ્જે મબરૂરનું ઈન્આમ જન્નત જ છે.

૪ હજ્જે મબરૂર થાય તો હજ પઢનારને દુનિયા પ્રત્યે બેરગબતી અને આખિરત પ્રત્યે રગબત વધી જાય છે.

૫ અરફાના દિવસે અલ્લાહ તઆલાની પુષ્કળ રહમતો ઉતરે છે અને બંદાઓના મોટા મોટા ગુનાહો માફ થઈ જાય છે.

૬ હજ પઢનાર અને ઉમરહ કરનાર લોકો અલ્લાહ તઆલાના વુફૂદ છે. તેઓ અલ્લાહ તઆલા પાસે જે દુઆ કરે તે કબૂલ થાય છે અને અલ્લાહ તઆલા પાસે મગફિરત માંગે તો તેમની મગફિરત થઈ જાય છે.

૭ હજ પઢનાર માણસ વીસ રબીઉલ અવ્વલ સુધી જેના માટે દુઆ માંગે, મગફિરત માગે તો તેની મગફિરત થઇ જાય છે.

૮ લગાતાર હજ અને ઉમરહ કરવાથી ગરીબી અને ગુનાહો એવી રીતે દૂર થઈ જાય છે, જેવી રીતે કે આગની ભઠ્ઠીથી સોનાચાંદીનો મેલ દૂર થઈ જાય છે.

૯ અલ્લાહ તઆલા અને હઝરત મુહમ્મદ મુસ્તફા (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી મુહબ્બત કરવા–

વાળાઓ માટે હજ એક ભારે ઇમ્તિહાન છે. સાચી મુહબ્બતવાળા હજ પઢવા જાય છે અને જૂઠી મુહબ્બતવાળા બહાના બનાવ્યા કરે છે.

૧૦ હજ્જનો મુબારક સફર આખિરતના સફરનો એક બેહતરીન નમૂનો છે.

## : હજ ફર્ઝ થવાની શર્તો :

(૧) મુસલમાન હોવું. (૨) દારુલ હર્બમાં રહેનાર મુસલમાનને હજની ફર્ઝિયતની જાણ હોવી. (૩) બાલિગ હોવું. (૪) આકિલ હોવું. (૫) આઝાદ હોવું, એટલે કે ગુલામ ન હોવું. (૬) હજની શક્તિ હોવી. (૭) હજનો સમય મેળવવો.

## : હજને અદા કરવાની શરતો :

(૧) તંદુરસ્ત હોવું, શરીરનું સલામત હોવું. (૨) હજ માર્ગનું શાંતિપૂર્ણ હોવું. (૩) હુકૂમત તરફથી હજનો પ્રતિબંધ ન હોવો અથવા પોતે કેદમાં ન હોવું. કોઇ ભય ન હોવો. (૪) અવરત માટે મહરમ અથવા ધણીનું હોવું. (૫) અવરતનું ઇદ્દતમાં ન હોવું.

# : હજ સહીહ અદા થવાની શરતો :

(૧) મુસલમાન હોવું. (૨) એહરામ બાંધવો. (૩) હજનો વખત હોવો. (૪) હજનાં જે જે કામ જે જે સ્થળે કરવાના છે તે કામોને તેમના સ્થળે કરવા. (૫) તમીઝ હોવી, એટલે કે સાધારણ હોશિયાર હોવું. (૬) આકિલ હોવું. હજના અમુક કામો મજનૂન તરફથી થઇ શકે છે. (૭) કોઇ ઉઝર ન હોય તો હજના કામો પોતે જ કરવા. (૮) હજમાં હમબિસ્તર ન થવું. (૯) જે વર્ષે હજ માટે એહરામ બાંધે તે વર્ષે જ હજ પઢવું.

## ફર્ઝ હજ ફર્ઝ તરીકે જ અદા થાય તેની શરતો

(૧) મુસલમાન હોવું. (૨) મૌત સુધી ઇસ્લામ પર કાયમ રહેવું. (૩) આકિલ હોવું. (૪) આઝાદ હોવું, એટલે કે કોઈનો ગુલામ ન હોવું. (૫) બાલિગ હોવું. (૬) હજ પઢવા જવાની પોતામાં શક્તિ હોય તો પોતે જ હજ પઢવી. (૭) નફલ હજની નિય્યત ન કરવી. (૮) હજને હમબિસ્તરી દ્વારા ફાસિદ ન કરવી. (૯) કોઇ બીજાના તરફથી હજની નિય્યત ન કરવી.

# હજની વસિય્યત

૧ હજ પૂરી થવાની શરતો પૂરી હોય અને હજ અદા કરવાની શરતો હોય કે ન હોય તેવા માણસે જો મરતાં સુધી હજ અદા ન કરી હોય તો તેણે મરતી વખતે હજ્જે બદલ પઢાવવાની વસિય્યત કરવી વાજિબ છે.

૨ કોઈ માણસ માટે હજ ફર્ઝ થવાની બધી જ શરતો પૂરી થાય છે; પરંતુ હજ અદા કરવાની બધી જ શરતો પૂરી થતી નથી તો તેવા માણસે બીજા પાસે હજ પઢાવી લેવી જોઈએ. જો નહિ પઢાવે તો મરતી વખતે હજ્જે બદલ કરાવવાની વસિય્યત કરવી વાજિબ છે.

૩ જે માણસ માટે હજ ફર્ઝ થવાની અને હજ અદા કરવાની પૂરેપૂરી શરતો મવજૂદ હોય, તેમ છતાં તે પોતે હજ પઢવા જતો નથી તો એ માણસ બીજા પાસે હજ પઢાવી શકતો પણ નથી. એ પોતે જ હજ પઢશે તો અદા થશે. પોતાની હયાતીમાં બીજા પાસે હજ પઢાવશે તો અદા થશે નહિ. એવા માણસે તો હજ્જે બદલની વસિય્યત નિશ્ચિત રીતે કરવી વાજિબ છે. કારણ કે, પોતાની હયાતીમાં તો બીજા પાસે હજ પઢાવી શકતો જ ન હતો. જો બીજા પાસે પઢાવત તો તે અદા જ ન થાત.

૪ કોઈ માણસ માટે હજ અદા કરવાની શરતો તો પૂરી થાય છે; પરંતુ હજ ફર્ઝ થવાની શરતો પૂરી થતી નથી તો એવા માણસે પોતાની હયાતીમાં બીજા પાસે હજ પઢાવવી વાજિબ નથી. તેમજ મરતી વખતે હજ્જે બદલ કરાવવાની વસિય્યત કરવી પણ વાજિબ નથી. કારણ કે, એ માણસના ઝિમ્મે હજ ફર્ઝ થઈ જ નથી.

૫ જે માણસ માટે હજના મહિનાઓમાં અથવા તેના શહેરના લોકો હજ પઢવા જતા હતા તે સમયે હજ ફર્ઝ થવાની અને હજ અદા કરવાની શરતો પૂરી થતી હતી તો તેણે પોતે જ તે જ વર્ષે હજ પઢવા જવું જરૂરી છે, અને જો તે હજ પઢવા માટે ગયો નહિ અને મૃત્યુ પામ્યો તો મરતી વખતે હજ્જે બદલ કરાવવાની વસિય્યત કરવી વાજિબ છે. જો એ માણસ તે જ વર્ષે હજ પઢવા ઘરેથી નીકળી ગયો અને હજ પહેલાં મરણ પામે તો મરતી વખતે હજ્જે બદલની વસિય્યત કરવી વાજિબ નથી.

૬ જે માણસ માટે હજના મહિનાઓમાં હજ ફર્ઝ થવાની શરતો પૂરી હોય; પરંતુ પોતે હજ પઢવા શક્તિમાન થવા પહેલાં જ વફાત પામ્યો તો એના શિરેથી હજની જવાબદારી ઊતરી જાય છે. એણે

મરતી વખતે હજ્જે બદલની વસિય્યત કરવી વાજિબ નથી.

૭ જે માણસ માટે હજના મહિનાઓમાં હજ ફર્ઝ થવાની અને હજ અદા કરવાની શરતો પૂરી થાય છે, છતાં તે માણસ તે વર્ષે હજ પઢવા ન ગયો અને તેણે પોતાનો માલ પોતે બરબાદ કરી નાખ્યો અથવા ચોરી થઇ ગયો અથવા ગમે તે રીતે બરબાદ થઇ ગયો તો એ માણસે, કર્ઝ અદા કરી આપવાની ખાત્રી હોય તો કોઈની પાસેથી કર્ઝ લઈને પણ હજ પઢવા જવું ફર્ઝ છે કારણ કે, એ માણસના ઝિમ્મે હજ ફર્ઝ થઈ ગઈ છે. ભલે, હાલ એ માણસ ગરીબ થઇ ગયો છે. એ માણસ કર્ઝ લઈને હજ પઢવા જશે અને કર્ઝ અદા કર્યા વગર મરી જશે તો પણ ઈન્શાઅલ્લાહ કર્ઝ અદા ન કરવા બદલ એની પકડ થશે નહિ. કર્ઝ આપનારને અલ્લાહ તઆલા ખૂશ કરી આપશે.

૮ જે માણસ માટે હજના મહિનાઓમાં હજ ફર્ઝ થવાની તેમ જ હજ અદા કરવાની શરતો પૂરી થાય છે, છતાં તે પોતે હજ પઢવા ન ગયો અને પછી તે મા'ઝૂર બની ગયો (આંધળો, લકવાગ્રસ્ત યા ભયંકર બીમાર થઈ ગયો) તો માણસના શિરેથી હજની જવાબદારી માફ થશે નહિ. એ માણસે

પોતાની હયાતીમાં બીજા માણસ પાસે હજ્જે બદલ પઢાવવી પડશે અને જો પોતાની હયાતીમાં બીજા પાસે હજ્જે બદલ નહિ પઢાવે તો એના ઝિમ્મે મરતી વખતે હજ્જે બદલની વસિય્યત કરવી વાજિબ છે.

૯ જે કર્ઝને જલદી અદા કરી આપવાનો વાયદો હોય તો હજ પઢવા જતા પહેલાં એવા કર્ઝને જલદી અદા કરી આપવું વાજિબ છે.

૧૦ જે કર્ઝને મોડેથી અદા કરવાનો વાયદો હોય તો હજ પઢવા જતાં પહેલાં એવા કર્ઝને અદા કરી આપવું મુસ્તહબ છે.

૧૧ જે માણસ માટે હજના મહિનાઓમાં હજ ફર્ઝ થવાની બધી જ શરતો પૂરી થાય છે; પરંતુ હજ અદા કરવાની શરતોમાંથી અમુક અથવા બધી જ શરતો પૂરી થતી નથી તો એવા માણસના ઝિમ્મે હજ ફર્ઝ છે; પરંતુ પોતે જ હજ પઢવા જવું ફર્ઝ નથી. એ માણસે પોતાની હયાતીમાં બીજા પાસે હજ્જે બદલ પઢાવવી જોઈએ. જો એ માણસ પોતાની હયાતીમાં બીજા પાસે હજ્જે બદલ પઢાવશે નહિ તો પછી એણે મરતી વખતે હજ્જે બદલ પઢાવવાની વસિય્યત કરવી વાજિબ છે.

# હજની શરતો–રુકનો–ફરાઇઝ

૧ હજનો એહરામ બાંધવો, એટલે દિલથી હજનો ઈરાદો કરવો અને તલબિય્યહ પઢવું. હજ માટે એહરામ બાંધવો શર્ત છે.

૨ હજ પઢનાર માણસે નવમી ઝિલ્હજ્જના ઝવાલ પછીથી સુબ્હે સાદિક થતાં પહેલાં સુધીમાં થોડીક વાર માટે પણ અરફાતના મેદાનમાં થોભવું. આ હજનો મોટામાં મોટો અને ઘણો જ અગત્યનો રુકન છે. એને અદા કર્યા વગર હજ અદા થઇ શકતી જ નથી.

૩ હજ પઢનારે દસમી ઝિલ્હજ્જની સવારથી બારમી ઝિલ્હજ્જની સાંજ સુધીમાં કા'બા શરીફનો તવાફે ઝિયારત કરવો. આ તવાફે ઝિયારત હજનો રુકન છે. હજ પઢનાર એને જ્યાં સુધી અદા નહિ કરે ત્યાં સુધી એના માટે એની પોતાની અવરત હલાલ થતી નથી.

૪ એહરામ, અરફાતમાં થોભવું અને તવાફે ઝિયારત– આ ત્રણેવ ફરાઈઝને તેમની જગ્યાઓ પર ક્રમવાર અદા કરવા ફર્ઝ છે. એટલે કે, એહરામ બાંધવાના વખતમાં એહરામ બાંધવો, અરફાતના મેદાનમાં થોભવાના સમય પર અરફાતના

મેદાનમાં થોભવું અને તવાફે ઝિયારતના વખતમાં તવાફે ઝિયારત અદા કરવો ફર્ઝ છે.

૫ હજ પઢનારે નવમી ઝિલ્હજ્જે અરફાતથી જે ખાસ જગ્યા નક્કી છે, તે જગ્યામાં જ થોભવું ફર્ઝ છે.

૬ હજ પઢનારે તવાફે ઝિયારતને કા'બા શરીફની ચારેવ તરફ મસ્જિદે હરામમાં દાખલ થઈને અદા કરવો ફર્ઝ છે.

૭ હજ પઢનારે હજનો એહરામ બાંધી લીધા પછી નવમી ઝિલ્હજ્જના ઝવાલ પછીથી સુબ્હે સાદિક સુધીમાં અરફાતના મેદાનમાં વુકૂફ કરવાના હજના મોટા રુકનને અદા કરવા સુધી હમબિસ્તર થવાથી બચવું ફર્ઝ છે. જો એ માણસ હજનો એહરામ બાંધવા પછીથી, નવમી ઝિલ્હજ્જના ઝવાલ પછીથી સુબ્હે સાદિક સુધીમાં અરફાતના મેદાનમાં વુકૂફ કરવાના હજના મોટા રુકનને અદા કરવા પહેલાં હમબિસ્તર થશે તો તેની હજ ફાસિદ થઇ જશે–તૂટી જશે.

૮ હજના ફરાઈઝમાંથી કોઈ એક પણ ફર્ઝને છોડવાથી, હજ સહીહ અદા થશે નહિ. જો કોઇ ફર્ઝ છૂટી જશે તો દમ આપવાથી કે આખું જાનવર કુર્બાન કરવાથી હજ અદા થશે નહિ.

૯ હજના ફરાઇઝમાંથી જો કોઇ પણ ફર્ઝ બાકી રહી જશે તો જ્યાં સુધી તેને અદા કરશે નહિ ત્યાં સુધી હજના એહરામમાંથી નીકળાશે નહિ, તે માણસ હજના એહરામમાં જ ગણાશે.

૧૦ હજ પઢનારે દસમી ઝિલ્હજ્જે તવાફે ઝિયારત કરવા પહેલાં કુર્બાની કરી લીધી હોય તો એહરામમાંથી નીકળી શકાય છે. હજામત કરાવીને સીવેલાં કપડાં પહેરી શકે છે; પરંતુ જ્યાં સુધી તવાફે ઝિયારત અદા કરશે નહિ ત્યાં સુધી તેના માટે તેની અવરત હલાલ થશે નહિ. પોતાની અવરતની બાબતમાં તવાફે ઝિયારત કરવા પહેલાં એહરામમાં જ ગણાશે.

## હજના વાજિબાત

૧ હજ પઢનારે સફા–મરવાની સઈ કરવી.

૨ હજ પઢનારે નવમી અને દસમી ઝિલ્હજ્જની વચ્ચેની રાતે સુબ્હે સાદિક પછી મુઝદલિફામાં થોભવું, ભલે તે થોડીક વાર હોય.

૩ દસમી ઝિલ્હજ્જે સુબ્હે સાદિકથી સુબ્હે સાદિક સુધીમાં છેલ્લા જમરાની રમી કરવી અને અગિયારમી ઝિલ્હજ્જે ઝવાલ પછીથી સુબ્હે

સાદિક સુધીમાં ત્રણેવ જમરાઓની રમી કરવી અને બારમી ઝિલ્હજ્જે ઝવાલ પછીથી સુબ્હે સાદિક સુધીમાં ત્રણેવ જમરાઓની રમી કરવી. મીનામાં સુબ્હે સાદિક સુધી થોભવામાં તેરમી તારીખની રમી વાજિબ થશે.

૪ કિરાન અને તમત્તુઅ હજ પઢનારે ઝિલ્હજ્જની દસમી તારીખથી બારમી તારીખની સાંજ સુધીમાં કુર્બાની કરવી.

૫ હલકના વખતમાં અને હલકની જગ્યામાં હલક કરાવવું એટલે કે, હજ પઢનાર પુરુષે માથાનાં વાળ મૂંડાવવા કે કતરાવવા અને અવરતે દોઢ બેડકા જેટલા માથાનાં વાળ કાપવા.

૬ બહારથી હજ પઢવા આવનાર માણસે તવાફે વિદાઅ કરવો. મક્કાવાળાઓ માટે તવાફે વિદાઅ વાજિબ નથી અને અવરત જો તવાફે વિદાઅના ટાઈમ પર હૈઝમાં હોય તો બહારથી આવનાર અવરત પર હૈઝની મજબૂરીને કારણે તવાફે વિદાઅ માફ થઈ જાય છે.

૭ હજના વાજિબાતમાંથી જો કોઈ વાજિબ છૂટી જાય તો દમ વાજિબ થાય છે; દમ આપવાથી હજ સહીહ અદા થઈ જશે. જો હજનો કોઈ વાજિબ છૂટી ગયો હોય અને દમ નહિ આપે તો મકરૂહે તહરીમી લેખાશે.

# હજમાં જે વાજિબો છૂટવાથી દમ વાજિબ થતો નથી

૧ તવાફની બે રકાત નફલ–જે વાજિબ છે–છોડવાથી દમ વાજિબ થતો નથી.

૨ મુઝદલિફામાં મગરિબની નમાઝને ઇશાની નમાઝની સાથે ભેગી કરવા માટે ઈશાનો ટાઈમ થવા સુધી મોડું ન કરવાથી દમ વાજિબ થતો નથી.

૩ મુઝદલિફામાં રાત પસાર કરવાને છોડી દેવાથી દમ વાજિબ થતો નથી.

૪ તવાફને હજરે અસ્વદથી શરૂ ન કરવાથી દમ વાજિબ થતો નથી.

૫ મોટી બીમારી જેના કારણે સઇ ન કરી શકાય અથવા સાથીઓ નાસી જવાના ભયના કારણે સફા–મરવાની સઈને છોડવાથી દમ વાજિબ થતો નથી. સફા–મરવાની સઈમાં ભીડમાં હોવું ઉઝર નથી. ઓછી થયા પછી પણ સફા મરવાની–સઇ કરી શકાય છે.

૬ બીમારી અથવા ઘડપણ અથવા પગ કપાયલો હોવાને કારણે તવાફ અને સઇ પગે ચાલીને

અદા કરવાને બદલે સવારી પર અથવા ખાટલી પર બેસીને અદા કરવાથી દમ વાજિબ થતો નથી.

૭ કોઇ બીમારી યા ઘડપણને કારણે અથવા અવરતોએ શરીર કમઝોર હોવાને કારણે મુઝદલિફામાં નહિ થોભવાથી દમ વાજિબ થતો નથી.

૮ માથામાં બીમારીને કારણે માથાના વાળોને મૂંડાવવા કે કતરાવવાને છોડવાથી દમ વાજિબ થતો નથી.

૯ હૈઝ અથવા નિફાસને કારણે અવરતે તવાફે ઝિયારતને બારમી ઝિલ્હજ્જની મગરિબથી મોડો અદા કરવો અથવા બીમાર યા ઘરડાને કોઈ ઉઠાવનાર ન મળવાને કારણે અથવા ઉઠાવનાર તો મળે; પરંતુ ભયંકર બીમારીને કારણે તવાફે ઝિયારતની અદાયગીમાં મોડું થવું અથવા કેદ થવાને કારણે અદાયગીમાં મોડું થવું—આ સૂરતોમાં દમ વાજિબ થતો નથી.

૧૦ અવરતે હૈઝ અથવા નિફાસને કારણે તવાફે વિદાઅને છોડવાથી દમ વાજિબ થતો નથી.

૧૧ ઉપરોક્ત દસ સૂરતો સિવાય બીજી બધી જ સૂરતોમાં કોઈ પણ વાજિબને છોડવાથી દમ વાજિબ થશે.

૧૨ એહરામમાં જે વસ્તુઓ જાઈઝ નથી અને જો તે કરશે તો ઉઝરથી હોય કે ઉઝર વિના—બંનેત્ર સૂરતોમાં દમ વાજિબ થશે.

# હજની સુન્નતે મુઅક્કદા

૧ બહારથી આવનાર ઇફરાદ અને કિરાન હજ પઢનારે હજ પહેલાં તવાફે કુદૂમ કરવો.

૨ સાતમી ઝિલ્હજ્જે ઝોહર પછી મક્કા શરીફમાં એક ખુત્બો અને નવમી ઝિલ્હજ્જે ઝોહર અને અસરની નમાઝોને ભેગી કરવા પહેલાં અરફાતમાં મસ્જિદે નમિરામાં બે ખુત્બા અને અગિયારમી ઝિલ્હજ્જે મીનામાં ઝોહર પછી એક ખુત્બો–આ પ્રમાણે ઈમામે ત્રણ જગ્યાઓ પર ખુત્બા પઢવા.

૩ હજ પઢનારાઓએ ઝિલ્હજ્જની આઠમી તારીખે ફજરની નમાઝ પઢીને સૂરજ ઉગ્યા પછી મીના જઈને મીનામાં પાંચ નમાઝો પઢવી.

૪ હજ પઢનારાઓએ આઠમી ઝિલ્હજ્જ પછીની રાત ફજર સુધી મીનામાં ગુઝારવી.

૫ હજ પઢનારાઓએ અરફાતમાં જવા માટે નવમી ઝિલ્હજ્જની સવારમાં જ સૂરજ ઉગ્યા પછી નીકળી જવું.

૬ હજ પઢનારાઓએ નવમી ઝિલ્હજ્જે ઝવાલ પછી અરફાતમાં ગુસલ કરવું.

૭ હજ પઢનારાઓએ નવમી ઝિલ્હજ્જે સૂર્યાસ્ત પછી ઈમામના અરફાતમાંથી નીકળ્યા પછી નીકળવું.

૮ હજ પઢનારાઓએ નવમી અને દસમી ઝિલ્હજજની વચ્ચેની પૂરી રાત મુઝદલિફામાં ગુઝારવી.

૯ હજ પઢનારાઓએ ઝિલ્હજજની દસમી તારીખે મુઝદલિફામાંથી મીના જવા માટે સૂર્યોદયથી સ્હેજ પહેલાં નીકળવું.

૧૦ હજ પઢનારાઓએ બારમી ઝિલ્હજજે ત્રણેવ જમરાઓની રમી કર્યા પછી મક્કા શરીફ આવતાં રસ્તામાં "વાદીએ અબ્તહ" એટલે કે મુહસ્સબમાં થોડી વાર માટે પણ થોભવું.

૧૧ મજકૂર દસ સુન્નતે મુઅક્કદા હજની ડાયરેકટ સુન્નતો છે. એહરામ, તવાફ, સફા–મરવાની સઇની સુન્નતો અલગ છે.

૧૨ સુન્નતે મુઅક્કદાને ઈરાદાપૂર્વક છોડવું મકરૂહે તહરીમી છે.

૧૩ હજની સુન્નતે મુઅક્કદાને છોડવાથી દમ અથવા સદકો વાજિબ થતો નથી; અલબત્ત, તૌબા કરવી જોઈએ.

૧૪ સુન્નતે મુઅક્કદાનો સવાબ વાજિબથી ઓછો અને સુન્નતે ગેર મુઅક્કદાથી વધારે મળે છે.

૧૫ વાજિબનો સવાબ ફર્ઝથી ઓછો અને સુન્નતે મુઅક્કદાથી વધારે મળે છે.

૧૬ સુન્નતે ગેર મુઅક્કદાનો સવાબ સુન્નતે મુઅક્કદાથી ઓછો અને મુસ્તહબથી વધારે મળે છે.

૧૭ મુસ્તહબનો સવાબ સુન્નતે ગેર મુઅક્કદાથી ઓછો અને નફલથી વધારે મળે છે.

## હજના મુસ્તહબ્બાત

૧ હજ પઢનાર પુરુષોએ તલબિય્યહ બલંદ અવાજે અને અવરતોએ ધીમેથી પઢવું મુસ્તહબ છે.
૨ ઈફરાદ હજ પઢનારે કુરબાની કરવી મુસ્તહબ છે.
૩ બહારથી હજ પઢવા આવનારે મક્કા શરીફમાં દાખલ થવા પહેલાં ગુસલ કરવું. હૈઝ–નિફાસવાળી અવરતોએ પણ ગુસલ કરવું મુસ્તહબ છે.
૪ હજ પઢનાર દરેકે મુઝદલિફામાં સુબ્હે સાદિક થયા પછી મુઝદલિફામાં વુકૂફ માટે ગુસલ કરવું મુસ્તહબ છે.
૫ હજ પઢનાર દરેકે દસમી ઝિલ્હજ્જે તવાફે ઝિયારત કરવા માટે ગુસલ કરવું મુસ્તહબ છે.
૬ હજ પઢનાર દરેકે દસમી ઝિલ્હજ્જે છેલ્લા જમરાની રમી કરવા માટે ગુસલ કરવું મુસ્તહબ છે.
૭ એક જ દિવસમાં ત્રણેવ કામોની નિય્યત કરીને એક જ ગુસલ કરવાથી ત્રણેવ ગુસલોના મુસ્તહબ અદા થઈ જાય છે.
૮ હજ પઢનારે શક્ય હોય તો નવમી ઝિલ્હજ્જે અરફાતમાં જબલે રહમત પાસે થોભવું મુસ્તહબ છે.

૯ અરફાતમાં જબલે રહમત પર ચઢીને અરફાતનો વુકુફ કરવો સુન્નત નથી.

૧૦ નવમી ઝિલ્હજ્જે અરફાતમાં ઈમામ સાથે મસ્જિદે નમિરામાં નમાઝ પઢે તો ઝોહર અને અસરની નમાઝોને ભેગી પઢવી.

૧૧ હજ પઢનારે નવમી ઝિલ્હજ્જે અરફાતમાં પોતાના જ તંબુમાં અથવા બીજા તંબુમાં નમાઝો એકલા યા જમાઅતથી પઢે તો ઝોહરના વખતમાં ઝોહરની અને અસરના વખતમાં અસરની નમાઝ પઢવી જરૂરી છે.

૧૨ અરફાતમાં હુકૂમતના ઈમામની પાછળ નમાઝો ન પઢવાની સૂરતમાં ઝોહર અને અસરને ભેગી કરીને પઢવું જાઈઝ નથી.

૧૩ હજ પઢનારે નવમી ઝિલ્હજ્જે ઝોહરથી સૂરજ ગુરૂબ થતાં સુધી અરફાતમાં વુકૂફની હાલતમાં વધુ પ્રમાણમાં દુઆઓ કરવી મુસ્તહબ છે.

૧૪ જો સહૂલતથી બની શકે તો નવમી ઝિલ્હજ્જે અરફાતના વુકૂફમાં ઈમામની પાછળ ઊભા રહીને દુઆ કરવી મુસ્તહબ છે; પરંતુ વર્તમાન યુગમાં એ મુશ્કેલ છે.

૧૫ જો સહૂલતથી બની શકે તો નવમી ઝિલ્હજ્જે અરફાતમાં ઈમામની નજીક થોભવું મુસ્તહબ છે; પરંતુ વર્તમાન યુગમાં એ મુશ્કેલ છે.

૧૬ હજ પઢનારાઓએ મુઝદલિફામાં મશઅરુલ હરામમાં થોભવું મુસ્તહબ છે; પરંતુ અત્યારે એ જગ્યા પર મસ્જિદ અને મિનારા છે, જેમાં રોશનીની વ્યવસ્થા છે. તે જગ્યા પર થોભવું અશક્ય હોય તો વાદીએ મુહસ્સિરના સિવાય મુઝદલિફાની બધી જ જગ્યા થોભવા માટેની છે, માટે જગ્યા મળે ત્યાં થોભવું.

૧૭ મુઝદલિફામાં ફજરની નમાઝ સુબ્હે સાદિક થતાં તરત પઢી લેવી મુસ્તહબ છે.

૧૮ હજ પઢનારાઓએ દસમી ઝિલ્હજ્જે જો બની શકે તો મીના પહોંચી છેલ્લા જમરાની રમી સૂર્યોદય પછી તરત જ કરવી મુસ્તહબ છે; પરંતુ તે વખતે ઘણી જ ભીડભાડ હોય તો શાંતિથી રમી કરવી જોઈએ.

૧૯ હજ પઢનારાઓએ તવાફે ઝિયારતને ઝિલ્હજ્જની દસમી તારીખે જ અદા કરવો મુસ્તહબ છે.

૨૦ હજના જે જે કામોમાં જે જે ઝિક્ર–અઝકાર કરવાના હોય તેમના પર અમલ કરવો મુસ્તહબ છે.

૨૧ મુસ્તહબને છોડવાથી કોઈ પણ જાતનો દમ કે સદકો વાજિબ થતો નથી, તેમ જ કોઈ ગુનોહ થતો નથી.

૨૨ મુસ્તહબ પર અમલ કરવાથી સવાબ વધુ મળે છે.

૨૩ મુસ્તહબને છોડવાથી તેટલો સવાબ ઓછો થઈ જાય છે.

# હજના મકરૂહાત

૧ ઈમામે અરફાતમાં ઝવાલ થવા પહેલાં ખુત્બો પઢવો મકરૂહ છે.

૨ ઈમામે ઝોહર અને અસ્રની નમાઝોને ભેગી પઢાવ્યા પછી અરફાત સિવાય અન્ય જગ્યાએ થોભીને અરફાતમાં થોભવામાં મોડું કરાવવું મકરૂહ છે.

૩ અરફાતમાંથી ઈમામના નીકળવા પહેલાં નીકળી જવું મકરૂહ છે.

૪ અરફાતમાંથી ઈમામના નીકળ્યા પછી ઘણું જ મોડું કરીને નીકળવું મકરૂહ છે.

૫ અરફાતમાં દિવસે પહોંચી જનાર હાજીએ અરફાતમાંથી સૂર્યાસ્ત પહેલાં જ નીકળી જવું મકરૂહે તહરીમી છે. કારણ કે, અરફાતમાં દિવસે પહોંચનાર હાજીએ અરફાતમાં સૂર્યાસ્ત પછી થોડીક વાર લાગે ત્યાં સુધી થોભવું વાજિબ છે.

૬ જમરાઓને કાંકરીઓ મારવામાં લોકોની વપરાયેલી કાંકરીઓનો ઉપયોગ મકરૂહ છે.

૭ એહરામથી હલાલ થવા માટે માથાના માત્ર ચોથા ભાગ જેટલા જ વાળ મૂંડાવવા કે કતરાવવા મકરૂહ છે.

૮ મીનામાં ગુઝારવાની રાતોને મીના બહાર ગુઝારવી મકરૂહ છે.

૯ હજમાં કોઇ પણ વાજિબને છોડવું મકરૂહે તહરીમી છે અને કોઈ પણ સુન્નતે મુઅક્કદાને છોડવું મકરૂહે તનઝીહી છે.

૧૦ દરેક કરવાના કામોને છોડવુ મકરૂહ લેખાશે અને મકરૂહાતનો હુકમ આ પ્રમાણે છે : વાજિબને છોડવાથી દમ વાજિબ થવા ઉપરાંત વાજિબ છોડવાની તૌબા કરવી જરૂરી છે. સુન્નતે મુઅક્કદાને છોડવાથી દમ–સદકો વાજિબ થતો નથી; પરંતુ સખતાઇ અને ધમકી મળશે, એટલે માફી માંગવી જોઈએ અને મુસ્તહબને છોડવાથી સવાબમાં ઘટાડો થશે.

## એહરામની શરતો

૧ એહરામ બાંધનારનું મુસલમાન હોવું શર્ત છે.

૨ એહરામ બાંધનારે એહરામ બાંધતી વખતે એહરામની હજ અથવા ઉમરહને પોતાના ઝિમ્મે લાઝિમ કરવા માટેનો ઈરાદો કરવો શર્ત છે.

૩ એહરામ બાંધનારે એહરામની નિય્યત કરતી વખતે તલબિય્યહ અથવા અલ્લાહ તઆલાનો કોઈ પણ પ્રકારનો ઝિક્ર કરવું શર્ત છે.

૪ હજના એહરામ માટે અરફાતમાં થોભવા સુધી

હમબિસ્તર થવાથી બચવું હજના એહરામના બાકી રહેવા માટે શર્ત છે.

૫ ઉમરહના એહરામ માટે ઉમરહનો તવાફ પૂરો કરતાં સુધી હમબિસ્તર થવાથી બચવું ઉમરહના એહરામના બાકી રહેવા માટે શર્ત છે.

૬ ઉમરહનો એહરામ બાંધ્યા પછી ઉમરહનો તવાફ કરવા પહેલાં જો હમબિસ્તર થશે તો ઉમરહનો એહરામ અને ઉમરહ તૂટી જશે.

૭ હજનો એહરામ બાંધ્યા પછી અરફાતમાં થોભવા પહેલાં જો હમબિસ્તર થશે તો હજનો એહરામ તથા હજ તૂટી જશે.

૮ ઉમરહનો એહરામ બાંધવા માટે ઉમરહના કામો પૂરા કરી લેવા જરૂરી છે.

૯ હજનો એહરામ બાંધવા માટે હજના કામો પૂરા કરી લેવા જરૂરી છે

૧૦ એહરામની નિય્યત કરતી વખતે એક વાર તલબિય્યહ અથવા અલ્લાહ તઆલાનો કોઈ પણ પ્રકારનો ઝિક્ર કરવો ફર્ઝ છે.

૧૧ એહરામની નિય્યત કરી લીધા પછી એકથી વધુ વાર તલબિય્યહ પઢવું સુન્નત છે. જો ખરેખર, પઢવું જ જોઈએ. જો વધારે નહિ પઢે તો ગુનેહગાર થશે.

# એહરામના વાજિબાત

૧ મીકાતથી જ એહરામ બાંધવો વાજિબ છે.

૨ એહરામમાં જે જે વસ્તુઓ હરામ છે, તેનાથી બચવું વાજિબ છે.

# એહરામની સુન્નતો

૧ હજનો એહરામ શવ્વાલથી પહેલાં બાંધવો નહિ; બલકે શવ્વાલ, ઝિલ્કઅદહ અને ઝિલ્હજ્જામાં બાંધવો સુન્નત છે.

૨ પોતાની મીકાતથી જ એહરામ બાંધવો સુન્નત છે.

૩ એહરામ બાંધવા માટે ગુસલ અથવા વુઝૂ કરવું સુન્નત છે.

૪ એહરામ માટે બે કપડાં–એક ચાદર અને એક તેહબંદ–વાપરવા સુન્નત છે.

૫ એહરામની નિય્યત કરવા પહેલાં ખૂશ્બૂ અને તેલ લગાડવું.

૬ એહરામની સુન્નતની નિય્યતથી બે રકાત નફ્લ નમાઝ પઢવી સુન્નત છે.

૭ તલબિય્યહના શબ્દોને પૂરેપૂરા પઢવા સુન્નત છે.

૮ તલબિય્યહને એક વખતથી વધુ પઢવું સુન્નત છે.

૯ પુરુષોએ તલબિય્યહને બલંદ અવાજથી પઢવું કે જેથી જમીન, પથ્થર, ઢેફાં, ઝાડ વગેરે ગવાહી આપે, સુન્નત છે, પરંતુ અવરતોએ બલંદ અવાજથી પઢવું જોઈએ નહિ.

## એહરામના મુસ્તહબ્બાત

૧ એહરામનું ગુસલ કરવા પહેલાં જ મેલકુચેલની વસ્તુઓને સાફ કરી નાખવી મુસ્તહબ છે.

૨ એહરામ માટે ગુસલ કરતી વખતે એહરામના ગુસલની નિય્યત કરવી મુસ્તહબ છે.

૩ એહરામના બંને કપડાં નવા અથવા ધોયેલા અને સફેદ હોવા મુસ્તહમ છે.

૪ એહરામની નિય્યત ઝબાનથી કરવી મુસ્તહબ છે.

૫ એહરામની નમાઝ પઢીને તરત જ વધુ વાર લગાડયા વિના અથવા ઉઠીને કંઈ જવા પહેલાં જ એહરામની નિય્યત કરી લેવી મુસ્તહબ છે.

૬ એહરામની હાલતમાં ચંપલ પહેરવા મુસ્તહબ છે.

૭ બહારથી હજ પઢવા જનારે જો તે એહરામને જાળવી શકતો હોય તો મીકાતથી પહેલાં જ એહરામ બાંધી લેવો મુસ્તહબ છે.

# એહરામમાં હરામ કામો

૧ એહરામની હાલતમાં પુરુષોએ સીવેલાં કપડાં પહેરવા હરામ છે.

૨ એહરામની હાલતમાં ખૂશ્બૂ વાપરવી હરામ છે.

૩ એહરામની હાલતમાં તેલ લગાડવું હરામ છે.

૪ એહરામની હાલતમાં શરીરના કોઈ પણ ભાગમાંથી વાળોને દૂર કરવા હરામ છે.

૫ એહરામની હાલતમાં નખ કાપવા હરામ છે.

૬ એહરામની હાલતમાં બેહયાઈની વાતો, ગુનાહો, નાફરમાનીઓ અને લડાઇઝઘડા કરવા હરામ છે.

૭ એહરામની હાલતમાં હમબિસ્તરીને લગતી વાતો કરવી હરામ છે.

૮ એહરામની હાલતમાં જમીન પરના જાનવરો અને પક્ષીઓનો શિકાર અને કતલ કરવું અથવા તેમાં મદદ કરવી હરામ છે.

# એહરામના મકરૂહાત

૧ એહરામની હાલતમાં શરીર અથવા કપડાના મેલકુચેલને દૂર કરવો મકરૂહ છે.

૨ માથાના વિખરાયલા વાળોને ઠીકઠાક કરીને શણગારવા મકરૂહ છે.

૩ એહરામની હાલતમાં માથા અને દાઢીના વાળોને

અથવા શરીરને બોરડીના પાંદડાંથી યા ખૂશ્બૂ વગરના સાબુથી ધોવું મકરૂહ છે.

૪ એહરામની હાલતમાં માથા અથવા દાઢીમાં કાંસકી કરવી મકરૂહ છે.

૫ એહરામની હાલતમાં માથા, દાઢી અથવા શરીરને ખૂબ જોરથી ખંજવાળવું મકરૂહ છે.

૬ એહરામની હાલતમાં ચાદરને ગાંઠ અથવા ગુંદી-બટન લગાવીને ગરદન પર બાંધવી મકરૂહ છે.

૭ એહરામની હાલતમાં કમીસ, કુર્તા, શીરવાનીને બાંયોમાં હાથ નાખ્યા વગર લટકાવવું મકરૂહ છે.

૮ એહરામની હાલતમાં ચાદર અને તેહબંદના છેડાઓને ચાંપથી જોડવવા મકરૂહ છે.

૯ એહરામની હાલતમાં ચાદર અને તેહબંદને દોરડી અથવા કમરબંધ વગેરેથી બાંધવું મકરૂહ છે.

૧૦ એહરામની હાલતમાં કમીસ અને ઈજારને તેહબંદની જેમ બાંધવું મકરૂહ છે.

૧૧ એહરામની હાલતમાં ખૂશ્બૂની ધૂણી આપેલું કપડું વાપરવું મકરૂહ છે.

૧૨ એહરામની હાલતમાં ઇરાદાપૂર્વક ખૂશ્બૂ સૂંઘવી મકરૂહ છે.

૧૩ એહરામની હાલતમાં ઈરાદાપૂર્વક ખૂશ્બૂવાળા વસ્તુને

અડકવી, જેમાં ખૂશ્બૂનો કોઈ ભાગ શરીરની સાથે ન લાગે તો મકરૂહ છે અને જો ખૂશ્બૂનો ભાગ શરીરની સાથે લાગશે તો દમ વાજિબ થશે.

૧૪ એહરામની હાલતમાં સુગંધી વસ્તુઓ અને ફળોને સૂંઘવા મકરૂહ છે.

૧૫ એહરામની હાલતમાં ખૂશ્બૂવાળી દુકાનમાં અથવા ખૂશ્બૂવાળા માણુસ પાસે ખૂશ્બૂ સૂંઘવાના ઈરાદે જવું મકરૂહ છે.

૧૬ એહરામની હાલતમાં માથા અને ચેહરા સિવાય શરીરના કોઇ પણ ભાગ પર કારણ અને મજબૂરી વગર પટ્ટી બાંધવી મકરૂહ છે.

૧૭ એહરામની હાલતમાં ઊંધા સૂઇને તકિયા પર મ્હોં અને પેશાની મૂકવા મકરૂહ છે.

૧૮ એહરામની હાલતમાં કરવટભેર સૂવામાં માથા અને બંને ગાલોનું તકિયા સાથે લાગવું મકરૂહ નથી, જાઇઝ છે.

૧૯ એહરામની હાલતમાં ખૂશ્બૂદાર ફળો—સકરટેટી, કેળાં, જમરૂખ, લીંબાં, સંતરા, નારંગી, મોસંબી, સફરજન, કેરી વગેરેને ખાવું મકરૂહ નથી, જાઇઝ છે.

# એહરામમાં જાઇઝ વસ્તુઓ

૧ એહરામની હાલતમાં તહારત હાસિલ કરવા માટે અથવા ગરમી કે ધૂળાડો દૂર કરવા માટે ગુસલ કરવું જાઇઝ છે.

૨ એહરામની હાલતમાં પાણીમાં ડૂબકી લગાડવી જાઈઝ છે.

૩ એહરામની હાલતમાં બદનને શેકવા માટે ગરમ પાણીથી ગુસલ કરવું જાઈઝ છે.

૪ એહરામની હાલતમાં મેલકુચેલ સાફ કરવાના ઇરાદે ગુસલ કરવું અને મેલકુચેલ ખૂબ ચોળી ચોળીને સાફ કરવો જાઈઝ નથી.

૫ એહરામની હાલતમાં પાક અથવા સાફ કરવા માટે કપડાંઓને ધોવા જાઈઝ છે.

૬ એહરામની હાલતમાં જૂવો મારવા માટે અથવા શૃંગાર મેળવવા માટે કપડાંઓને ધોવા જાઇઝ નથી.

૭ એહરામની હાલતમાં વીંટી પહેરવી જાઈઝ છે.

૮ એહરામની હાલતમાં કોઇ હથિયારને શરીર પર લટકાવવું જાઇઝ છે.

૯ એહરામની હાલતમાં ઘરના છાંયડામાં જવું જાઇઝ છે.

૧૦ એહરામની હાલતમાં આયનામાં જોવું જાઇઝ છે.

૧૧ એહરામની હાલતમાં મિસ્વાક કરવું જાઇઝ છે.

૧૨ એહરામની હાલતમાં દાંત પડાવવા જાઇઝ છે.

૧૩ એહરામની હાલતમાં તૂટેલા નખને તોડવો જાઈઝ છે.

૧૪ એહરામની હાલતમાં માથા યા નાક પર હાથ મૂકવો જાઈઝ છે.

૧૫ એહરામની હાલતમાં હડપચીની નીચેની દાઢીને કપડાંથી ઢાંકવી જાઈઝ છે.

૧૬ એહરામની હાલતમાં દેગ, લગન, તબાક, રકાબી, દેગચી, ખાટલો, ખુન્ચો, તખ્તો, દરવાજો વગેરે વસ્તુઓને માથા પર ઊંચકવી જાઇઝ છે.

૧૭ એહરામની હાલતમાં કપડાંઓને થેલીમાં મૂકીને પણ માથા પર ઊંચકવા જાઇઝ નથી.

૧૮ એવું ખાણું જેમાં સુગંધી વસ્તુઓ નાખીને પકાવવામાં આવ્યું હોય અને જેમાં પકાવ્યા પછી પણ સુગંધ આવતી હોય, તેવું ખાણું એહરામની હાલતમાં ખાવું જાઈઝ છે.

૧૯ એહરામની હાલતમાં ઘી, ઝયતૂનનું તેલ, તલનું તેલ તેમ જ દરેક પ્રકારનાં તેલ જેમાં બહારથી ખૂશ્બૂ ન નાખી હોય, તેને ખાવા જાઈઝ છે.

૨૦ એહરામની હાલતમાં શરીર ફાટી ગયું હોય તો ઈલાજ માટે ચરબી વગેરે લગાડવું જાઈઝ છે.

૨૧ એહરામની હાલતમાં ઊંટ, ગાય, બકરો, ઘેટું, મરઘી, વગેરે ઝુબહ કરવું જાઈઝ છે.

૨૨ એહરામની હાલતમાં હાનિકારક જાનવરને મારવું જાઈઝ છે.

૨૩ એહરામની હાલતમાં જે અશ્આરમાં ગુનાહની વાત ન હોય તેવા અશ્આર રચવા અથવા વાંચવા જાઈઝ છે.

૨૪ એહરામની હાલતમાં પગની વચ્ચેની ઊભરાયલી હાડકી ખુલ્લી રહે એવા કોઈ પણ પ્રકારના જોડા પહેરવા જાઈઝ છે.

૨૫ એહરામની હાલતમાં પટ્ટીવાળા ચંપલ પહેરવા અફ્ઝલ છે.

૨૬ એહરામની હાલતમાં ખૂશ્બૂ સૂંઘવાના ઈરાદા વગર ખૂશ્બૂવાળી દુકાનમાં અથવા ખૂશ્બૂવાળા માણસ પાસે બેસવું જાઈઝ છે.

૨૭ એહરામની હાલતમાં ઈન્જેકશન અથવા ટીકા લગાડવા જાઈઝ છે.

૨૮ એહરામની હાલતમાં તેહબંદમાં ઘડિયાળ કે રકમ મૂકવા માટે ગજવું બેસાડવું જાઈઝ છે.

૨૯ એહરામની હાલતમાં દીની મસાઈલ તથા દીની વાતોની ચર્ચા કરવી જાઈઝ છે.

૩૦ એહરામની હાલતમાં હમ્યાની બાંધવી જાઈઝ છે.

## એહરામને તોડનારી વસ્તુઓ

૧ ઉમરહનો એહરામ ઉમરહનો તવાફ કરવા પહેલાં હમબિસ્તર થવાથી તૂટી જાય છે.

૨ હજનો એહરામ નવમી ઝિલ્હજ્જે ઝોહર પછી અરફાતમાં થોભવા પહેલાં હમબિસ્તર થવાથી તૂટી જાય છે.

૩ હજના એહરામમાં નવમી ઝિલ્હજ્જે ઝવાલ પછી અરફાતમાં થોભવા પહેલાં હમબિસ્તર થવાથી હજ તૂટી જશે.

૪ હજના એહરામમાં નવમી ઝિલ્હજ્જે ઝવાલ પછી અરફાતમાં થોભવા પછી તવાફે ઝિયારત કરવા પહેલાં હમબિસ્તર થવાથી હજ તૂટશે નહિ; પરંતુ એક પૂરા ઊંટ અથવા પૂરી ગાયની કુર્બાની વાજિબ થશે.

૫ હજના એહરામમાં નવમી ઝિલ્હજ્જે ઝવાલ પછી અરફાતમાં થોભવા પછી માથું મૂંડાવવા કે કતરાવવા પહેલાં અને તવાફે ઝિયારત પછી

હમબિસ્તર થવાથી હજ તૂટશે નહિ; પરંતુ એક બકરીની કુર્બાની વાજિબ થશે.

## તવાફની શર્તો

૧ તવાફ કરનારનું મુસલમાન હોવું શર્ત છે.
૨ તવાફ કરનારે તવાફ કરવાનો ઇરાદો કરવો શર્ત છે.
૩ જે તવાફ કરવાનો હોય તે તવાફ તેના વખતમાં જ કરવો શર્ત છે.
૪ નફલ તવાફ માટે કોઈ ખાસ વખત નક્કી નથી.
૫ તવાફ કરનારે મસ્જિદે હરામ અને કા'બા શરીફની બહાર તવાફ કરવો શર્ત છે.
૬ ફર્ઝ તવાફ (તવાફે ઝિયારત) કરવા પહેલાં એહરામનું હોવું શર્ત છે.
૭ ફર્ઝ તવાફ (તવાફે ઝિયારત) કરવા પહેલાં અરફાતમાં વુકૂફનું અદા થવું શર્ત છે.

## તવાફના અરકાન-ફરાઈઝ

૧ તવાફ શરૂ કરે તો તવાફના ચાર ચક્કરો પૂરા કરવા ફર્ઝ છે.
૨ તવાફને મસ્જિદે હરામમાં અને કા'બા શરીફની બહાર કરવું ફર્ઝ છે.

૩ તવાફને પોતે જ કરવો, ભલે કોઈ ઉઠાવીને તવાફ કરાવે; પરંતુ પોતે જ કરવો ફર્ઝ છે.

## તવાફના વાજિબાત

૧ તવાફ કરનારનું હદષે અકબર અને હદષે અસગરથી પાક હોવું વાજિબ છે. એટલે કે, જનાબત અને બેવુઝૂની હાલત ન હોવી જોઈએ.

૨ તવાફ કરનારનું સતર ઢંકાયલું હોવું વાજિબ છે.

૩ જે માણસ પગપાળો તવાફ કરવા શક્તિમાન હોય તેણે પગપાળા જ તવાફ કરવો વાજિબ છે.

૪ તવાફને જમણી તરફથી શરૂ કરવો વાજિબ છે.

૫ તવાફ કરનારે તવાફ કરવામાં હતીમને પણ શામેલ કરી લેવું વાજિબ છે.

૬ તવાફના ચાર ચક્કરો ફર્ઝની સાથે બીજા ત્રણ વાજિબ ચક્કરો મેળવીને તવાફ પૂરો કરવો વાજિબ છે.

૭ કોઈ પણ પ્રકારનો તવાફ કર્યા પછી બે રકાત નફલ પઢવા વાજિબ છે.

# તવાફની સુન્નતો

૧ જે તવાફ પછી ઈજતિબાઅ (એટલે કે જમણી બગલની નીચે એહરામની ચાદરને કાઢીને ડાબા ખભા પર નાખવી) મસ્નૂન છે, તેવા તવાફમાં તવાફ પૂરો કરતાં સુધી ઈજતિબાઅની સાથે તવાફ પૂરો કરવો સુન્નત છે.

૨ જે તવાફ પછી સઈ વાજિબ હોય તેવા તવાફમાં ઈજતિબાઅ સુન્નતે મુઅક્કદા છે.

૩ જે તવાફ પછી સઈ વાજિબ છે તેવા તવાફના પ્રથમ ત્રણ ચક્કરોમાં રમલ કરવું (એટલે કે અકડીને ચાલવું) અને બાકીના ચાર ચક્કરોમાં અકડીને ન ચાલવું સુન્નતે મુઅક્કદા છે.

૪ તવાફ શરૂ કરતી વખતે હજરે અસ્વદ તરફ મુખ કરવું સુન્નતે મુઅક્કદા છે.

૫ તવાફ શરૂ કરતી વખતે હજરે અસ્વદની સામે અને તવાફમાં જ્યારે જ્યારે હજરે અસ્વદની સામે આવે ત્યારે અલ્લાહુ અકબર કહેવું સુન્નતે મુઅક્કદા છે.

૬ તવાફ શરૂ કરતી વખતે હજરે અસ્વદની સામે ઊભા રહીને અલ્લાહુ અકબર કહેતી વખતે બંને હાથોને કાનો સુધી અથવા ખભાઓ સુધી એવી

રીતે ઉઠાવવા કે હથેળીઓ હજરે અસ્વદ અને કા'બા શરીફ તરફ રહે, સુન્નતે મુઅક્કદા છે.

૭ તવાફ શરૂ કરતી વખતે અથવા તવાફના છેલ્લા ચક્કરમાં હજરે અસ્વદને ચૂમવું સુન્નતે મુઅક્કદા છે.

૮ હજરે અસ્વદને ચૂમવું મુશ્કેલ હોય તો હજરે અસ્વદની ઉપર બે હાથ મૂકીને હાથોને ચૂમવું સુન્નત છે.

૯ હજરે અસ્વદની ઉપર બંને હાથ મૂકવું મુશ્કેલ હોય તો હજરે અસ્વદની ઉપર જમણો હાથ મૂકીને હાથને ચૂમવું સુન્નત છે.

૧૦ હજરે અસ્વદની ઉપર જમણો હાથ પણ મૂકવું મુશ્કેલ હોય તો હજરે અસ્વદની તરફ હથેળીઓ કરીને એમ સમજવું કે આ હથેળીઓ હજરે અસ્વદ પર મૂકેલી છે. પછી તે હથેળીઓને ચૂમે, એ જ અસ્લાફ–પૂર્વજ બુઝુર્ગોનો તરીકો છે.

૧૧ તવાફને હજરે અસ્વદથી શરૂ કરવો સુન્નતે મુઅક્કદા છે.

૧૨ તવાફના સાતેવ ચક્કરોને એક સાથે જ પૂરા કરવા સુન્નતે મુઅક્કદા છે.

૧૩ તવાફ દરમિયાન શાંતિથી બેસીને પાણી પીવામાં કંઈ ગુનોહ નથી.

૧૪ તવાફ કરીને જો સઇ કરવાની વાજિબ હોય તો સઈ કરવામાં હદથી વધારે મોડું ન કરવું જોઈએ.

૧૫ જે તવાફ કર્યા પછી સઈ વાજિબ હોય તો સાધારણ આરામ કર્યા પછી સઈ કરવામાં કંઈ ગુનોહ નથી. સાધારણ આરામ કરીને બહાર જવા પહેલાં સઈને જલ્દી અદા કરી લેવી સુન્નતે મુઅક્કદા છે.

૧૬ તવાફ કરનારનું શરીર તેમ જ કપડાં નજાસતે હકીકીય્યહથી પાક હોવા સુન્નતે મુઅક્કદા છે.

## તવાફના મુસ્તહબ્બાત

૧ હજરે અસ્વદનો જે કિનારો રુકને યમાની તરફ છે, હજરે અસ્વદના તે જમણા કિનારાથી તવાફ શરૂ કરવો કે જેથી તવાફ શરૂ કરનારનું પૂરેપૂરું શરીર હજરે અસ્વદની સામેથી પસાર થાય, એ મુસ્તહબ છે.

૨ તવાફ કરતી વખતે હજરે અસ્વદને ત્રણ વખત ચૂમવું અને હજરે અસ્વદ પર ત્રણેવ વખત પેશાની મૂકવી મુસ્તહબ છે.

૩ તવાફ કરતી વખતે દરેક ચક્કરમાં ચૂમ્યા અને પેશાની મૂકયા વગર માત્ર બંને હાથની હથેળીઓ અથવા જમણા હાથની હથેળીને રુકને યમાની પર મૂકવી મુસ્તહબ છે.

૪ તવાફ઼ કરતી વખતે દરેક ચક્કરમાં રુકને યમાની પર હાથની હથેળીઓ ન મૂકાય તો કંઈ વાંધો નથી.

૫ તવાફ઼માં અઝકાર અને દુઆઓ ધીમેથી પઢવી મુસ્તહબ છે.

૬ તવાફ઼માં અઝકાર અને દુઆઓ બલંદ અવાજથી પઢવામાં નમાઝ પઢનારાઓ અને તવાફ઼ કરનારાઓને ખલલ થાય એમ હોય તો પછી તવાફ઼ના અઝકાર અને દુઆઓ ધીમેથી પઢવી વાજિબ છે.

૭ તવાફ઼ કરતી વખતે મા'ષૂરહ અથવા ગેર મા'ષૂરહ અઝકાર અને દુઆઓ પઢવું મુસ્તહબ છે.

૮ જો બીજા તવાફ઼ કરવાવાળાઓને તકલીફ઼ પડે એમ ન હોય તો પુરુષોએ કા'બા શરીફ઼ની નજીકમાં ચાલીને તવાફ઼ કરવો મુસ્તહબ છે.

૯ અવરતોએ ભીડભાડ હોય તો કા'બા શરીફ઼થી દૂર મતાફ઼ના કિનારે કિનારે પુરુષોથી દૂર રહીને તવાફ઼ કરવો મુસ્તહબ છે.

૧૦ હતીમ સિવાયની કા'બા શરીફ઼ની ત્રણેવ દીવારોથી સ્હેજ હટીને પુશ્તાથી દૂર રહીને તવાફ઼ કરવો મુસ્તહબ છે.

૧૧ તવાફ઼ કરવામાં હતીમને લઈ લેવું, એટલે કે હતીમની બહારથી તવાફ઼ કરવો વાજિબ છે.

૧૨ તવાફ઼ કરવામાં જો કોઇ કરાહત આવી જાય તો તવાફ઼ને નવેસરથી શરૂ કરવો મુસ્તહબ છે.

૧૩ તવાફ઼નાં ચાર ચક્કરથી ઓછા ચક્કર ફ઼રીને તે તવાફ઼ને છોડી આપે તો નવેસરથી તવાફ઼ કરવો મુસ્તહબ છે.

૧૪ તવાફ઼ કરતી વખતે જરૂરત વગર વાતો ન કરવી મુસ્તહબ છે.

૧૫ તવાફ઼ કરતી વખતે વાત કરવાની જરૂર પડે તો વાત કરવી જોઈઝ છે, એમાં કંઇ વાંધો નથી.

૧૬ તવાફ઼ કરતી વખતે જરૂરત વગર બીજાઓ તરફ઼ જોવાને તથા ખુશૂઅ-ખુઝૂઅ વિરુદ્ધની દરેક હરકતોને છોડવી અને સારી રીતે તવાફ઼ કરવો મુસ્તહબ છે.

૧૭ તવાફ઼ કરતી વખતે દિલની હાજરીમાં ખલલ કરનાર હોય, એવી દરેક વસ્તુઓ તરફ઼ નજર કરવાથી બચવું મુસ્તહબ છે.

૧૮ તવાફ઼ કરતી વખતે પોતાની નજર પોતાની સામે નીચી રાખીને તવાફ઼ કરવો જોઈએ કે જેથી દિલપૂર્વક તવાફ઼ કરી શકાય.

૧૯ તવાફ઼ કરતી વખતે શરીઅત વિરુદ્ધની દરેક બાબતોથી બચવું મુસ્તહબ છે.

૨૦ દરેક તવાફ઼ પછી મુલ્તઝમને ચીમટવું મુસ્તહબ છે.

૨૧ મુલ્તઝમને ચીમટવું મુશ્કેલ હોય તો મુલ્તઝમને ચીમટવાને છોડવામાં કંઈ વાંધો નથી.

૨૨ તવાફ પૂરો કરીને તવાફની બે રકાત પઢયા પછી ઝમઝમનું પાણી પીવું મુસ્તહબ છે

૨૩ જે તવાફ પછી સઇ કરવી વાજિબ છે, તેવા તવાફની બે રકાત વાજિબ પઢીને સઇ કરવા જતાં પહેલાં હજરે અસ્વદને બોસો આપવો મુસ્તહબ છે.

૨૪ તવાફમાં પાસે પાસે કદમ મૂકીને ચાલવું જોઈએ.

૨૫ ઘણી જ ગરમીના વખતમાં તવાફ કરવાની ઘણી જ ફઝીલત છે.

૨૬ નામહરમ અવરતો તરફ શહવતપૂર્વક જોવું દરેક જ સમયે હરામ છે. એટલે તવાફ કરતી વખતે તો નામહરમ અવરતો તરફ શહવતપૂર્વક જોવું બદતરીન છે. માટે પોતાની નજર નીચી રાખીને તવાફ કરવો જોઈએ.

૨૭ તવાફ કરતી વખતે કોઇ અજ્ઞાન–બેખબર માણસ ભૂલો કરતો હોય તો તેને હકારતભરી નજરે ન જોવું જોઇએ; બલકે એવા માણસને નરમીથી સમજાવવો જોઇએ.

૨૮ નામહરમ અવરતોની તરફ શહવતપૂર્વક જોવાથી બચવું દરેક વખતમાં વાજિબ છે. માટે તવાફની હાલતમાં તો ખાસ રીતે બચવું વાજિબ થઈ જાય છે.

# તવાફમાં જાઇઝ વસ્તુઓ

૧ તવાફ કરતી વખતે જરૂરત પૂરતી વાતો કરવી જાઈઝ છે.

૨ તવાફ કરનાર માણસ ઝિક્ર-અઝકાર અને દુઆઓ પઢતો હોય તેને સલામ કરવી મકરૂહ છે.

૩ જે માણસ તવાફ કરતી વખતે ચૂપચાપ-કંઈ પણ પઢયા વગર તવાફ કરતો હોય તો તેને સલામ કરવી જાઇઝ છે.

૪ તવાફ કરતી વખતે સલામનો જવાબ આપવો ફર્ઝે કિફાયા છે.

૫ તવાફ કરતી વખતે છીંક આવે તો અલ્હમ્દુલિલ્લાહ પઢવું જાઇઝ છે.

૬ તવાફ કરતી વખતે છીંકનાર માણસ અલ્હમ્દુ લિલ્લાહ કહે તો એનો જવાબ આપવો ફર્ઝે કિફાયા છે.

૭ અરબીના કાયદા જાણનાર માણસે તવાફ કરતી વખતે પૂછનારને અરબી કાયદા બતાવવા જાઇઝ છે.

૮ શરીઅતના મસાઈલ જાણનાર માણસે તવાફ કરતી વખતે કોઈ જરૂરતમંદ શરીઅતના મસાઈલ પૂછે તો બતાવવું નફલ ઈબાદતો કરતાં અફઝલ છે. સખત જરૂરતના વખતે બતાવવું ફર્ઝે ઐન થઇ જાય છે.

૯ તવાફ કરતાં કરતાં વચ્ચે કોઈ જરૂરતના કારણે

તવાફને અધૂરો રાખીને જરૂરી હાજત પૂરી કરવા જવું જાઇઝ છે.

૧૦ તવાફ કરતી વખતે પાણી પીવાની જરૂરત હોય તો પાણી પીવું જાઈઝ છે.

૧૧ પાક મોઝા પહેરીને તવાફ કરવો જાઈઝ છે.

૧૨ તવાફ કરતી વખતે કોઈ પણ પ્રકારની મા'થૂરહ અથવા ગેર મા'થૂરહ દુઆઓને છોડવી અને કંઈ પણ પઢવા વગર તવાફ કરવો જાઈઝ છે.

૧૩ તવાફ કરતી વખતે દિલ દિલમાં કુર્આન મજીદની તિલાવત કરવી જાઈઝ છે.

૧૪ તવાફ કરતી વખતે કુર્આન શરીફ પઢવા કરતાં ઝિક્ર-અઝકાર અને દુઆઓ પઢવું અફઝલ છે.

૧૫ તવાફ કરતી વખતે શરીઅતની દૃષ્ટિએ જાઈઝ અને સારા અશ્આર પઢવા જાઇઝ છે.

૧૬ તવાફ કરતી વખતે હમ્દો-થનાના અશ્આર પઢવા જાઈઝ છે.

૧૭ ઉઝરના કારણે કોઇના ખભા પર અથવા ખાટલી પર બેસીને તવાફ કરવો જાઇઝ છે.

૧૮ ઉઝર વગર કોઈના ખભા પર અથવા ખાટલી પર બેસીને તવાફ કરવો જાઈઝ નથી.

૧૯ તવાફ કરતી વખતે રુકને યમાનીને હાથ ન લગાડવા જાઈઝ છે.

# તવાફમાં હરામ વસ્તુઓ

૧ જનાબતની હાલતમાં તવાફ કરવો હરામ છે.

૨ અવરતે હૈઝ યા નિફાસની હાલતમાં તવાફ કરવો હરામ છે.

૩ વુઝૂ વગર તવાફ કરવો હરામ છે.

૪ સતર ખુલ્લું રાખીને તવાફ કરવો હરામ છે.

૫ ઉઝર વગર કોઈના ખભા પર કે ખાટલીમાં બેસીને તવાફ કરવો હરામ છે.

૬ પેટ યા ઘૂંટણ ઘસડીને તવાફ કરવો હરામ છે.

૭ ઉલટા ફરીને તવાફ કરવો હરામ છે.

૮ તવાફને અવળી બાજુથી કરવો હરામ છે.

૯ તવાફ કરવામાં હતીમને છોડીને, હતીમની અંદરથી જ ચાલીને, હતીમને તવાફમાં શામિલ ન કરવું હરામ છે.

૧૦ તવાફમાં ચાર ચક્કરોને છોડવા હરામ છે.

૧૧ તવાફમાં ત્રણ ચક્કરોને છોડવા મકરૂહે તહરીમી છે.

૧૨ હજરે અસ્વદ સિવાય બીજી કોઈ જગ્યાએથી તવાફ શરૂ કરવો હરામ છે.

૧૩ તવાફ શરૂ કરતી વખતે હજરે અસ્વદ તરફ જોવા સિવાય અને દરેક ચક્કર વખતે હજરે અસ્વદ પાસે આવ્યા સિવાય બધા તવાફમાં કા'બા શરીફ તરફ

છાતી કરીને સ્હેજ પણ ચાલવું અને તવાફ઼નો કોઈ પણ ભાગ કા'બા શરીફ઼ તરફ઼ છાતી કરીને અદા કરવો હરામ છે.

૧૪ તવાફ઼ શરૂ કરતી વખતે હજરે અસ્વદની સામે ઊભા રહેવાનું છે અને દરેક ચક્કરમાં હજરે અસ્વદની સામે આવીને હજરે અસ્વદ તરફ઼ જોવાનું હોય છે, એટલે એ વખતો સિવાય તવાફ઼માં કા'બા શરીફ઼ તરફ઼ છાતી ન થાય એની ખાસ તાકીદ રાખવી જોઈએ.

૧૫ તવાફ઼માં જે વસ્તુઓ વાજિબ છે, તેમાંથી કોઈ વાજિબને તવાફ઼ કરતી વખતે છોડવું હરામ છે.

## તવાફ઼ના મકરૂહાત

૧ તવાફ઼ કરતી વખતે ફુઝૂલ–બેકાર વાતો કરવી મકરૂહ છે.

૨ તવાફ઼ કરતી વખતે ફુઝૂલ–બેકાર અશ્આર પઢવા મકરૂહ છે.

૩ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું ફ઼રમાન છે કે, સારી વાત કરવી અથવા ચૂપ રહેવું.

૪ તવાફ઼ વગર પણ બેકાર વાતો કરવી ગફ઼લતભર્યું છે, તો તવાફ઼ કરતી વખતે બેકાર બોલવું કેટલું બધું ખરાબ કહેવાય.

૫ તવાફ કરતી વખતે જરૂરતની વાત કરવી જાઇઝ છે.

૬ તવાફ કરતી વખતે વહેપારની વાતો કરવી મકરૂહ છે.

૭ તવાફ કરતી વખતે હમ્દો-ષના, નસીહત, તરગીબ અને તરહીબ સિવાયના બીજા વગર કામના અશ્આર પઢવા મકરૂહ છે.

૮ તવાફ કરતી વખતે પુરુષોએ કુર્આન શરીફની તિલાવત, ઝિક્ર–અઝકાર અને દુઆઓને બલંદ અવાજથી પઢવું મકરૂહ છે.

૯ તવાફ કરતી વખતે અવરતોએ કુર્આન શરીફની તિલાવત, ઝિક્ર–અઝકાર અને દુઆઓને બલંદ અવાજથી પઢવું હરામ છે.

૧૦ નાપાક કપડાં પહેરીને તવાફ કરવો મકરૂહ છે.

૧૧ જે તવાફ પછી સઇ વાજિબ છે તે તવાફમાં રમલ અને ઈઝ્તિબાઅ ને છોડવા, એટલે કે રમલ અને ઈઝ્તિબાઅ વગર તવાફ કરવો મકરૂહ છે.

૧૨ મજબૂરી અને અગવડ વગર, સહૂલત હોવા છતાં તવાફ કરતી વખતે હજરે અસ્વદને ઈરાદાપૂર્વક ચૂમવાનું છોડવું મકરૂહ છે.

૧૩ રુકને યમાની અને હજરે અસ્વદની વચ્ચેથી જ તવાફની શરૂઆત કરવા માટે હાથોને કાનો સુધી ઉઠાવવા બિદઅતે મકરૂહા છે.

૧૪ તવાફ શરૂ કરતી વખતે હજરે અસ્વદની બિલકુલ સામે આવીને અલ્લાહુ અકબર, તકબીર કહેવાની સાથે જ બંને હાથ કાનો અથવા ખભા સુધી ઉઠાવવા સુન્નત છે. એના સિવાય બીજી કોઈ જગ્યાએથી હાથ ઉઠાવવા બિદઅત છે.

૧૫ અમુક લોકો હજરે અસ્વદની સામે આવવાને બદલે રુકને યમાની અને હજરે અસ્વદની વચ્ચેથી જ તવાફ શરૂ કરાવે છે અને ત્યાંથી જ હાથ ઉઠાવવા કહે છે, એ બિદઅત છે.

૧૬ હજરે અસ્વદના રુકને યમાની તરફનાં છેડાની સામે જમણો ખભો કરી, તવાફની નિય્યત કરીને પછી હજરે અસ્વદની બિલકુલ સામે આવી હાથ ઉઠાવીને તકબીર કહી તવાફ શરૂ કરવો જોઈએ.

૧૭ હજરે અસ્વદની સામેથી જમણી તરફ મ્હોં કર્યા વગર જ અને હજરે અસ્વદની તરફ મ્હોં રાખવાની હાલતમાં જ તવાફ શરૂ કરવો મકરૂહ છે.

૧૮ હજરે અસ્વદ તરફ મ્હોં કરીને તકબીરની સાથે હાથ ઉઠાવીને પછી જમણી તરફનું મ્હોં કર્યા પછી તવાફ શરૂ કરવાનો સહીહ તરીકો છે.

૧૯ તવાફના સાત ચક્કરોને લગાતાર ન કરવા; બલકે તવાફના સાત ચક્કરોની વચ્ચે અંતર પાડવું મકરૂહ છે.

૨૦ તવાફના સાતેવ ચક્કરોને લગાતાર અદા કરવા સુન્નતે મુઅક્કદા છે.

૨૧ તવાફ કરતાં કરતાં કા'બા શરીફના ખૂણાઓની પાસે અથવા બીજી કોઈ પણ જગ્યાએ ઊભા રહીને દુઆઓ કરવી મકરૂહ છે.

૨૨ તવાફ કરતી વખતે કા'બા શરીફના ખૂણાઓની પાસે અથવા બીજી કોઈ જગ્યાએ ઊભા રહીને દુઆઓ કરવાથી તવાફના સાત ચક્કરો લગાતાર થઈ શકશે નહિ, જે સુન્નતે મુઅક્કદાની વિરુદ્ધ લેખાશે અને તવાફના સાતેવ ચકકરોને લગાતાર કરવા સુન્નતે મુઅક્કદા છે.

૨૩ તવાફ કરતાં કરતાં વચમાં ખાવા બેસવું મકરૂહ છે.

૨૪ ઘણાં તવાફો કર્યા પછી બધાં જ તવાફોની એક વખતમાં બબ્બે રકાતો એક સાથે પઢવી મકરૂહ છે.

૨૫ તવાફ કરીને બે રકાતો તવાફની વાજિબ નમાઝ તરત પઢી લેવી જોઈએ.

૨૬ તવાફ કરીને તરત જ તવાફની બે રકાતો વાજિબને અદા કરી લેવી સુન્નત છે, મોડું કરવું મકરૂહ છે.

૨૭ તવાફ કરવા માટે કોઇ વખત મકરૂહ નથી. તવાફ ગમે તે વખતમાં કરવો જાઈઝ છે.

૨૮ જો કોઈ નમાઝના મકરૂહ વખતમાં તવાફ કરે તો તેવા વખતમાં તવાફ કરીને તવાફની બે રકાતો

વાજિબને પઢવી જોઇએ નહિ, મકરૂહ વખત નીકળી ગયા પછી પઢવી જોઇએ.

૨૯ નમાઝોના મકરૂહ વખતમાં કરેલા ઘણાં તવાફોની વાજિબ બબ્બે રકાતોને નમાઝ માટેના ગેર મકરૂહ–મુબાહ વખતમાં એક સાથે ભેગી કરીને પઢવી મકરૂહ નથી.

૩૦ ખુત્બા વખતે તવાફ કરવો મકરૂહ છે.

૩૧ પાંચ વખતની ફર્ઝ નમાઝોની જમાઅતની તકબીરે ઇકામત થતી હોય ત્યારે તવાફ શરૂ કરવો મકરૂહ છે.

૩૨ નમાઝની જમાઅત ઊભી થવા પહેલાં કોઈએ તવાફ શરૂ કરેલો હોય તો જો તવાફ પૂરો કરીને જમાઅત મળવાની તેને ખાત્રી હોય તો તવાફને તોડવા કરતાં પૂરો કરી લેવો બેહતર છે.

૩૩ પેશાબ–પાખાનાની હાજત હોય તો તવાફ કરવો મકરૂહ છે.

૩૪ હવા દબાવીને તવાફ કરવો મકરૂહ છે.

૩૫ સખત ભૂખ લાગેલી હોય ત્યારે તવાફ કરવો મકરૂહ છે.

૩૬ ગુસ્સાની હાલતમાં તવાફ કરવો મકરૂહ છે.

૩૭ તવાફ માટે કમરમાં પટકો બાંધવો મકરૂહ છે.

૩૮ તવાફ કરતી વખતે હાથ ઉઠાવીને દુઆઓ માંગવી મકરૂહ છે.

૩૯ નમાઝ પ્રમાણે હાથ બાંધીને તવાફ કરવો મકરૂહ છે.

૪૦ તવાફ઼ કરતી વખતે ફૂલા (નિતંબ) અથવા ગરદન પર હાથ મૂકીને તવાફ઼ કરવો મકરૂહ છે.

૪૧ તવાફ઼ કરતી વખતે નમાઝ પઢનારાઓને દુઆ માંગતા નિહાળીને હાથ ઉઠાવવા જોઈએ નહિ.

૪૨ તવાફ઼ કરતાં કરતાં જરૂરત વગર તવાફ઼ની બહાર નીકળી જવું મકરૂહ છે.

૪૩ રુકને યમાની અથવા હજરે અસ્વદના સિવાય કા'બા શરીફ઼ની બીજી કોઈ જગ્યાનો ઈસ્તિલામ કરવો મકરૂહ છે.

૪૪ હજરે અસ્વદ અને રુકને યમાની પર ભીડ ન હોવાની હાલતમાં માત્ર ઈશારો કરી આપવો કાફ઼ી નથી; બલકે હજરે અસ્વદને ચૂમવું અને રુકને યમાનીને હાથ લગાડવો સુન્નતે મુઅક્કદા છે. ભીડ હોવાની હાલતમાં મજબૂરી છે.

૪૫ તવાફ઼ કરતી વખતે રુકને ઇરાકી અને રુકને શામીને હાથ લગાડવો ખિદઅત છે.

૪૬ ભીડભાડ હોય તો હજરે અસ્વદ તરફ઼ ઇશારાથી જ ઈસ્તિલામ કરી લેવું સુન્નત છે.

૪૭ ઉઝર વગર પાક જોડા પહેરીને તવાફ઼ કરવો બેઅદબી છે.

૪૮ ઘણી જ મજબૂરીને કારણે પાક જોડા પહેરીને તવાફ઼ કરવો જાઈઝ છે.

૪૯ ખૂબ અદબ અને એહતિરામની સાથે તવાફ કરવો જોઈએ.

## તવાફની બિદઅતો અને ખરાબીઓ

૧ હજરે અસ્વદની સામે આવ્યા વગર બીજી જગ્યા પર કાનો સુધી હાથ ઉઠાવી તવાફનો ઇરાદો કરવો બિદઅત છે.

૨ તવાફને હજરે અસ્વદ સિવાય બીજી કોઈ જગ્યા પર (તવાફ) શરૂ કરવો બિદઅત છે.

૩ તવાફ કરતી વખતે રુકને ઈરાકી અને રુકને શામીને હાથ લગાડવો બિદઅત છે.

૪ તવાફ શરૂ કરવા પહેલાં જ તવાફની નિય્યત કરતી વખતે કા'બા શરીફને ચિમટવું બિદઅત છે.

૫ તવાફ શરૂ કરતી વખતે અથવા તવાફની વચ્ચે હજરે અસ્વદને ચૂમીને ઊલટા પગે પાછા હટવું બિદઅત છે.

૬ તવાફ કરતી વખતે રુકને યમાનીને હાથ લગાડી ઊલટા પગે પાછા હટવું બિદઅત છે.

૭ મકામે ઈબ્રાહીમને ચૂમવું બિદઅત છે.

૮ અવરતોએ પુરુષોની સાથે મળીને તવાફ કરવો અને પોતાના શરીરને સાવચેતીપૂર્વક ન ઢાંકવું ભયંકર ખરાબી છે.

૯ હઝરત ઈમામ શાફિઈ (રહ.)ના મસ્અલા પ્રમાણે અવરત મર્દની સાથે અડી જવાથી વુઝૂ તૂટી જાય છે. તો પછી વુઝૂ વગરનો તવાફ કેવી રીતે અદા થઇ શકશે ? આ ઘણી જ ચિંતાજનક બાબત છે. હઝરત ઈમામ અબૂ હનીફા (રહ.)ના મસ્અલા પ્રમાણે અવરત મર્દની સાથે અડી જવાથી વુઝૂ તો તૂટતું નથી; પરંતુ અવરતે મર્દની સાથે મળીને તવાફ કરવો ભયંકર ગુનાહિત કૃત્ય છે.

૧૦ અવરતોએ હજરે અસ્વદને ચૂમવા માટે પુરુષોની ભીડમાં જવું જાઈઝ નથી; બલકે દૂરથી હજરે અસ્વદનો ઈસ્તિલામ કરી લેવો જોઇએ.

૧૧ પુરુષોએ હજરે અસ્વદને ચૂમવાની ફઝીલત મેળવવા માટે અથવા પોતે સહેલાઇથી તવાફ કરવા માટે ધક્કામુક્કી કરવી ભયંકર ગુનોહ છે–હરામ છે.

૧૨ નાના બાળકોને મસ્જિદમાં લઈ જવા જોઈએ નહિ. ત્યાં નાપાકી કરવાનો ભય છે.

૧૩ અવરતોએ નામહરમ પુરુષોના હાથ પકડીને તવાફ કરવો જાઇઝ નથી-હરામ છે.

૧૪ અવરતોએ મહરમ અથવા ધણીના વગર એકલી એકલી ઝિયારતો કરવા જવું જાઇઝ નથી.

૧૫ અવરતોએ મકામે ઈબ્રાહીમની પાસે નફલો પઢવા માટે પુરુષોની સાથે ઊભા રહેવું જાઇઝ નથી.

૧૬ અવરતોએ હતીમમાં નફ્લો પઢવા માટે પુરુષોની સાથે ઊભા રહેવું જાઇઝ નથી.

૧૭ પુરુષોએ મકામે ઈબ્રાહીમ પર તેમ જ હતીમમાં અવરતો નમાઝ પઢી શકે એનો ચાન્સ આપવો જોઈએ.

## સફા–મરવાની સઈની શર્તો

૧ સફા–મરવાની સઈ પોતે જ કરવી શર્ત છે.

૨ સફા–મરવાની સઈ કમઝોર અને અશક્ત માણસોએ ગાડીમાં બેસીને કરવી જાઈઝ છે.

૩ બેભાન, બીમાર જે સૂઈ રહેલ હોય, જેને એહરામ બાંધવા પહેલાં ગાંડપણ આવી ગયું હોય અને હજુ ગાંડપણ બાકી હોય, નાસમજ બાળક જે ગાંડપણની હાલતમાં જ બાલિગ થયો હોય–આ પાંચ માણસો વતી બીજો માણસ સફા–મરવાની સઈ કરી શકે છે.

૪ સફા–મરવાની સઈ તવાફ પૂરો થયા પછી હોવી શર્ત છે.

૫ સફા–મરવાની સઈ પહેલાં ઉમરહ અથવા હજનો એહરામ બંધાય ગયેલો હોવો શર્ત છે

૬ ઉમરહમાં સફા–મરવાની સઈ કરતી વખતે એહરામ બાંધેલો હોવો વાજિબ છે.

૭ હજમાં અરફાતમાં થોભવા પહેલાં જો હજની સફા-મરવાની સઈ કરે તો દરેક પ્રકારની હજ પઢનારે એહરામની હાલતમાં જ સફા-મરવાની સઈ કરવી શર્ત છે.

૮ હજમાં અરફાતમાં થોભવા પછી તવાફે ઝિયારત કરીને સફા-મરવાની સઈ કરે તો એહરામની હાલતમાં સફા-મરવાની સઈ કરવી શર્ત નથી.

૯ તવાફે ઝિયારત અને સફા-મરવાની સઈને દસમી તારીખથી રમી, કુર્બાની અને હલક પછી અદા કરવા સુન્નત છે.

૧૦ સફાથી સઈ શરૂ કરીને મરવા પર સઈ પૂરી કરવી શર્ત છે.

૧૧ સફા-મરવાની સઈમાં ચાર ચક્કર પૂરા કરવા શર્ત છે.

૧૨ હજની સઈ માટે વધારાની એક શર્ત આ છે કે, હજના મહિનાઓમાં હજની સઈને અદા કરવી.

૧૩ ઉમરહની સઈ માટે વખતની શર્ત નથી. કારણ કે, ઉમરહ હજના પાંચ દિવસો સિવાય બાકીના બધા જ દિવસોમાં કરવો જાઈઝ છે.

૧૪ હજના પાંચ દિવસોમાં ઉમરહ કરવો મકરૂહે તહરીમી છે.

૧૫ સફા–મરવાની સઈમાં સફા–મરવાની જગ્યામાં જ સઈ કરવી રુકન તરીકે ફર્ઝ છે. સફા–મરવામાં સઇ કરવાથી સઈ અદા થઈ શકે છે, નહિતર અદા થશે નહિ.

## સઈના વાજિબાત

૧ સફા–મરવાની સઇ પહેલાં એવો તવાફ થવો વાજિબ છે, જેમાં તવાફ કરનારે જનાબતની હાલતમાં અથવા વુઝૂ વગર તે તવાફ કરેલો ન હોય.

૨ સફા–મરવાની સઈમાં પ્રથમ ચાર ચક્કર તો શર્ત તરીકે ફર્ઝ સમાન છે. બાકીના ત્રણ ચક્કર પૂરા કરવા વાજિબ છે.

૩ કોઈ ઉઝર ન હોય તો સફા–મરવાની સઈ પગે ચાલીને કરવી વાજિબ છે.

૪ ઉમરહની સઈ માટે સફા–મરવાની સઈ પૂરી થતાં સુધી એહરામની હાલતમાં રહેવું વાજિબ છે.

૫ સફા–મરવાની સઈમાં સફા–મરવા પર જવા–આવવામાં કસર ન કરવી, એટલે કે સઈ કરવામાં સફા–મરવાને પણ ટચ કરવુ વાજિબ છે.

૬ સફા–મરવાની સઈમાં સઈને સફાથી શરૂ કરી મરવા પર પૂરી કરવી વાજિબ છે.

# સઈની સુન્નતો

૧ સફા-મરવાની સઈ કરવા આવતાં પહેલાં હજરે અસ્વદને ચૂમવું સુન્નત છે.

૨ જે તવાફ પછી સઈ કરવાની હોય તો તે તવાફ કરીને લાંબું સમયઅંતર કર્યા વગર તરત સફા-મરવાની સઈ કરવી સુન્નત છે.

૩ સફા-મરવાની સઈ કરતી વખતે સફા-મરવા પર પૂરી રીતે ચઢવું સુન્નત છે.

૪ સફા-મરવાની સઈ કરતી વખતે સફા-મરવા પર ચઢયા પછી કિબ્લા તરફ મ્હોં કરવું સુન્નત છે.

૫ સફા-મરવાની સઇ કરવા પહેલાં સઈ કરવાનો ઈરાદો કરવો સુન્નત છે.

૬ સફા-મરવાની સઈના સાત ચક્કરોને લગાતાર પૂરા કરવા સુન્નત છે.

૭ પુરુષોએ સફા મરવાની સઇ કરતી વખતે લીલા થાંભલાઓ વચ્ચે દોડવું સુન્નત છે.

૮ સફા-મરવાની સઈ કરતી વખતે સતરનું ઢંકાયેલું હોવું સુન્નત છે.

૯ દરેક મુસલમાને પોતાના સતરને ઢાંકવું દરેક હાલતમાં ફર્ઝ છે; પરંતુ સફા-મરવાની સઈની

સુન્નતોમાંથી સતર ઢાંકીને સફા–મરવાની સઈનું અદા થવું સુન્નત છે, એમ સમજવું.

૧૦ સફા–મરવાની સઈ કરતી વખતે જનાબતની હાલત ન હોવી સુન્નત છે.

૧૧ સફા–મરવાની સઈ કરતી વખતે અવરતનું હૈઝ યા નિફાસની હાલતમાં ન હોવું સુન્નત છે.

## સઇના મુસ્તહબ્બાત

૧ સફા–મરવાની સઇ કરતી વખતે મા'ષૂરહ અથવા ગેર મા'ષૂરહ અઝકાર અને દુઆઓ પઢવું મુસ્તહબ છે.

૨ સફા–મરવાની સઈ કરતી વખતે મા'ષૂરહ અથવા ગેર મા'ષૂરહ અઝકાર અને દુઆઓને ત્રણ વખત પઢવું મુસ્તહબ છે.

૩ સફા–મરવાની સઇ કરતી વખતે સફા અને મરવા પર ઘણીવાર થોભવું મુસ્તહબ છે.

૪ સફા–મરવાની સઈ ઝાહિરી અને બાતિની રીતે ખૂબ ખુશૂઅ અને ખુઝૂઅની સાથે કરવી મુસ્તહબ છે.

૫ સફા–મરવાની સઇના ચક્કરોમાં અકારણ ઘણું જ સમયઅંતર થઈ જાય તો નવેસરથી ફરીવાર સઈ શરૂ કરવી મુસ્તહબ છે.

૬ સફા–મરવાની સઈથી ફારિગ થઈને મસ્જિદે હરામમાં આવી બે રકાત નફ્લ પઢવી મુસ્તહબ છે.

૭ સફા–મરવાની સઇ કરતી વખતે શરીર અને કપડાં નજાસતે હકીકિય્યહથી પાક હોવા જોઈએ અને વુઝૂની સાથે સઈ કરવી મુસ્તહબ છે.

૮ સફા–મરવાની સઈ કર્યા પછી મરવા પર બે રકાત નફ્લ પઢવી બિદઅત છે.

## સઈમાં જાઇઝ વસ્તુઓ

૧ સફા–મરવાની સઈમાં જરૂરતના કારણે ખલલ ન પાડે એવી વાતો કરવી જાઈઝ છે.

૨ સફા–મરવાની સઇના ચક્કરોને લગાતાર અદા થવામાં લાંબું સમયઅંતર ન થાય એટલી થોડી વાર સઈની વચ્ચે ખાવા–પીવા માટે બેસવું જાઇઝ છે.

૩ સફા–મરવાની સઇ કરતાં કરતાં ફર્ઝ નમાઝની જમાઅત પકડવા જવું જાઈઝ છે.

૪ સફા–મરવાની સઇ કરતાં કરતાં જનાઝાની નમાઝ પઢવા જવું જાઇઝ છે.

૫ ફર્ઝ નમાઝની જમાઅત પકડવા અથવા જનાઝાની નમાઝમાં શરીક થવા માટે સફા–મરવાની સઈના ચક્કરોને જ્યાંથી બાકી મૂકયા હોય ત્યાંથી પૂરા કરી લેવા જોઇએ. નવેસરથી સઇ કરવાની જરૂરત નથી.

# સઈના મકરૂહાત

૧ સફા-મરવાની સઇના ચક્કરોમાં જરૂરત વગર વધારે સમયઅંતર કરવું મકરૂહ છે.

૨ સફા-મરવાની સઈના ચક્કરોમાં જરૂરતના કારણે વધારે સમયઅંતર થાય તો જાઈઝ છે, મકરૂહ નથી.

૩ સફા--મરવાની સઈને ઉઝર અને મજબૂરી વગર ગાડીમાં બેસીને કરવી મકરૂહે તહરીમી છે.

૪ સફા-મરવાની સઇ ઉઝર અને મજબૂરી ન હોય તો પગે ચાલીને કરવી વાજિબ છે. જો પગે ચાલીને સઈ કરશે નહિ તો દમ વાજિબ થશે.

૫ સફા-મરવાની સઈ કરતી વખતે ખરીદ-વેચાણ કરવું મકરૂહ છે.

૬ સફા-મરવાની સઇ કરતી સફા-મરવા પર પૂરું ન ચઢવું મકરૂહ છે.

૭ સફા-મરવાની સઇ કરતી વખતે ભીડભાડને કારણે સફા-મરવા પર ચઢવું મુશ્કેલ હોય તો ન ચઢવું મકરૂહ નથી.

૮ સફા-મરવાની સઈ કરતી વખતે પુરુષોએ લીલા થાંભલાઓની વચ્ચે ન દોડવું મકરૂહ છે.

૯ સફા-મરવાની સઇ કરતી વખતે લીલા થાંભલાઓ સિવાય બીજી જગ્યામાં દોડવું મકરૂહ છે.

૧૦ સફા-મરવાની સઈ કરવામાં ઢીલ અને સુસ્તી કરી ઘણાં જ મોડેથી સઇ કરવી મકરૂહ છે.

૧૧ સફા-મરવાની સઇ કરતી વખતે સતર ખુલ્લું હોવું મકરૂહ છે.

## અરફાતના વુકૂફની શરતો

૧ અરફાતમાં થોભવા પહેલાં સહીહ હજના એહરામ સાથે હોવું શર્ત છે.

૨ અરફાતમાં બતને અર્નાના સિવાય અરફાતમાં જ ગમે તે ઠેકાણે થોભવું શર્ત છે.

૩ અરફાતમાં ઝિલ્હજ્જની નવ તારીખના ઝવાલથી સુબ્હે સાદિક થતાં સુધીમાં અરફાતમાં વુકૂફ થઈ જવું-થોભવાનું થઈ જવું શર્ત છે.

૪ અરફાતમાં ઝિલ્હજ્જની નવ તારીખના ઝવાલથી સુબ્હે સાદિક સુધીમાં થોડીક વાર માટે પણ થોભી જવું ફર્ઝ છે.

૫ હજ પઢનાર અરફાતમાં ઝિલ્હજ્જની નવ તારીખના ઝવાલથી સુબ્હે સાદિક સુધીમાં સ્હેજવાર માટે પણ જો થોભશે નહિ તો હજ અદા થશે નહિ.

૬ જે માણસ અરફાતમાં ઝિલ્હજ્જની નવ તારીખે દિવસમાં જ પહોંચી જાય તો તેણે સૂરજ ગુરૂબ

થઈ ગયા પછી પણ થોડીકવાર અરફાતમાં જ રહેવું વાજિબ છે.

૭ જે માણસ અરફાતમાં ઝિલ્હજ્જની નવ તારીખના સૂરજ ગુરૂબ થયા પછી અરફાતમાં પહોંચે તેના માટે અરફાતના થોભવાના વાજિબમાંથી કંઈ બાકી રહેતું નથી. કારણ કે, અરફાતમાં થોભવાનો ટાઈમ સુબ્હે સાદિક થતાં જ પૂરો થઈ જાય છે.

## અરફાતમાં વુકૂફની સુન્નતો

૧ અરફાતમાં થોભવા માટે ગુસલ કરવું સુન્નત છે.
૨ ઈમામે અરફાતમાં મસ્જિદે નમિરામાં બે ખુત્બા પઢવા સુન્નત છે.
૩ ઇમામે અરફાતમાં બે ખુત્બા ઝવાલ પછી ઝોહરની નમાઝથી પહેલાં પઢવા સુન્નત છે.
૪ અરફાતમાં ઇમામની સાથે મસ્જિદમાં નમાઝ પઢનારાઓએ ઝોહર અને અસરની નમાઝોને ભેગી પઢવી સુન્નત છે.
૫ અરફાતમાં મસ્જિદમાં ઈમામે અને મુક્તદીઓએ ઝોહર અને અસરની નમાઝને ભેગી પઢી લીધા પછી અરફાતના વુકૂફમાં જલદી કરવું સુન્નત છે.
૬ અરફાતમાંથી ઈમામની સાથે નીકળવું સુન્નત છે.

૭ અરફાતમાં પોત પોતાની જગ્યાએ પર થોભી, ઈમામના અરફાતમાંથી નીકળી જવાનો ઈન્તિઝાર કરીને પછી નીકળવું અફ્ઝલ છે.

૮ અરફાતમાંથી સૂરજ ગુરૂબ થયા પછી થોડીકવાર થોભીને વધુ વાર લગાડયા વિના મુઝદલિફા તરફ નીકળી જવું સુન્નત છે.

## અરફાતના વુકૂફના મુસ્તહબ્બાત

૧ અરફાતના વુકૂફમાં તલબિય્યહ, તકબીર, તહલીલ, દુઆ, ઝિક્ર, ઇસ્તિગફાર, કુર્આન શરીફની તિલાવત અને દુરૂદ શરીફ વધુ પઢવું મુસ્તહબ છે.

૨ અરફાતમાં ઝિક્ર–અઝકાર, દુઆઓ અને હજ કબૂલ થવાની પાકી ઉમ્મીદ રાખવી મુસ્તહબ છે.

૩ અરફાતના વુકૂફમાં ખુશૂઅ અને ખુઝૂઅ રાખવો મુસ્તહબ છે.

૪ જો સહૂલતથી બની શકે તો અરફાતમાં ઈમામની નજીક ઊભા રહેવું મુસ્તહબ છે.

૫ અરફાતમાં કાળા મોટા મોટા પથ્થરો બિછાવેલા છે, ત્યાં હઝરત રસૂલે પાક (સલ.)એ અરફાતનો વુકૂફ ફરમાવ્યો હતો. જો શકય હોય તો ત્યાં અરફાતનો વુકૂફ કરવો મુસ્તહબ છે.

૬ અરફાતના વુકૂફમાં જબલે રહમત પર ચઢીને અરફાતનો વુકૂફ કરવો બિદઅત છે.

૭ અરફાતમાં લોકોની સાથે થોભવું અને વુકૂફ કરવો મુસ્તહબ છે.

૮ અરફાતમાં વુકૂફ કરવા માટે કિબ્લા તરફ મ્હોં કરીને ઊભા રહેવું મુસ્તહબ છે.

૯ અરફાતમાં વુકૂફ કરવા માટે ઝવાલથી પહેલાં તૈયારી કરવી મુસ્તહબ છે.

૧૦ અરફાતમાં થોભવા માટે દિલને હાજર ન રાખનાર વસ્તુઓથી પહેલાં ફારિગ થઈ જવું મુસ્તહબ છે.

૧૧ અરફાતમાં કાફલાઓના જવા–આવવાના રસ્તામાં વુકૂફ કરવાથી બચવું મુસ્તહબ છે.

૧૨ અરફાતમાં વુકૂફ કરવા માટે દિલથી ઈરાદો કરવો મુસ્તહબ છે.

૧૩ અરફાતમાં વુકૂફ કરવા માટે જો સહૂલતથી બની શકે તો સવારી પર અને ખાસ કરીને ઊંટ પર બેસીને વુકૂફ કરવો મુસ્તહબ છે.

૧૪ અરફાતના વુકૂફમાં જો શક્તિ હોય તો ઊભા રહીને વુકૂફ કરવો અને જ્યારે થાકી જાય ત્યારે બેસી જવું.

૧૫ અરફાતમાં વુકૂફ કરવા માટે ઈરાદો કરવો ફર્ઝ, વાજિબ કે સુન્નત નથી; બલકે મુસ્તહબ છે.

૧૬ અરફાતમાં ઊભા રહીને વુકૂફ કરવો ફર્ઝ કે સુન્નત નથી; બલકે મુસ્તહબ છે.

૧૭ અરફાતમાં બેસીને પૂરો વુકૂફ કરવો જાઇઝ છે. બેસીને અરફાતનો વુકૂફ કરનારની હજમાં કંઈ જ ખામી આવતી નથી.

૧૮ અરફાતના વુકૂફમાં દુઆ માંગવામાં બંને હાથ ઉઠાવવા મુસ્તહબ છે.

૧૯ અરફાતના વુકૂફમાં દુઆઓ હમ્દો-સલાતથી શરૂ કરવી અને હમ્દો-સલાત-આમીન પર પૂરી કરવી મુસ્તહબ છે.

૨૦ અરફાતના વુકૂફમાં ઝાહિરી અને બાતિની દરેક પ્રકારની નાપાકીથી શરીર અને કપડાં પાક રાખીને વુકૂફ કરવો મુસ્તહબ છે.

૨૧ જે માણસમાં શક્તિ હોય તેણે અરફાતના વુકૂફના દિવસે અરફાનો રોઝો રાખવો મુસ્તહબ છે.

૨૨ અરફાતના વુકૂફમાં કોઈ ઉઝર ન હોય અને દુઆ તથા ઝિક્ર-અઝકારમાં કોઈ ફર્ક ન પડતો હોય તો ખુલ્લા આસમાન નીચે, એટલે કે તડકામાં અરફાતનો વુકૂફ કરવો મુસ્તહબ છે.

૨૩ અરફાતના વુકૂફ વખતે નેક અમલો કરવા-ખાણું ખવડાવવું, પાણી પીવડાવવું, ગરીબોને સદકો આપવો, પાડોશીઓ પર એહસાન કરવું, મિસ્કીનો પર રહમ કરવી મુસ્તહબ છે.

૨૪ અરફાતના વુકૂફ વખતે દુઆ, તકબીર, તહલીલ, તલબિય્યહ, ઈસ્તિગફાર, કુઆઁન શરીફની તિલાવત, દુરૂદ શરીફ વગેરે પઢવામાં કસર ન રાખવી-ખૂબ પઢવું મુસ્તહબ છે.

૨૫ ઝિલ્હજ્જની નવ તારીખે જુમ્અહના દિવસે અરફાતમાં થોભવામાં બધાં જ હાજીઓની મગફિરત થઇ જાય છે અને સિત્તોર હજ્જોનો સવાબ મળે છે.

૨૬ અરફાતમાંથી સૂરજ ગુરૂબ થવા પહેલાં નીકળી જવાથી દમ વાજિબ થાય છે.

## અરફાતના વુકૂફના મકરૂહાત

૧ અરફાતમાં વુકૂફ કરવા માટે પહોંચવામાં જાણીબૂઝીને મોડું કરવું મકરૂહ છે.

૨ અરફાતનો વુકૂફ રસ્તામાં કરવો મકરૂહ છે.

૩ ઈમામે અરફાતમાં ઝવાલથી પહેલાં ખુત્બો પઢવો મકરૂહ છે.

૪ અરફાતમાંથી સૂરજ ગુરૂબ થઈ ગયા પછી જરૂરત વગર વધારે મોડું કરીને નીકળવું મકરૂહ છે.

૫ અરફાતમાંથી નીકળવા માટે સૂરજ ગુરૂબ થવા પહેલાં અરફાતના હુદૂદ (મર્યાદાઓ)ની નજીક નજીક જલદી પહોંચી જવું મકરૂહ છે.

૬ અરફાતથી નીકળીને મુઝદલિફામાં પહોંચવા પહેલાં ઇશાના વખતમાં મગરિબ અને ઇશાને રસ્તામાં જ પઢવી મકરૂહ છે.

૭ ઈશાના વખતમાં મગરિબ અને ઈશાની નમાઝને મુઝદલિફા પહોંચી મુઝદલિફામાં પઢવી વાજિબ છે.

૮ અરફાતથી નીકળી મુઝદલિફામાં પહોંચવા માટે બીજાઓને તકલીફ પહોંચે, ધક્કા લાગે એવી રીતે જલદી જલદી સવારી પર અથવા ચાલતા જવું મકરૂહ છે.

૯ બીજાઓને તકલીફ પહોંચાડવી હરામ છે.

## મુઝદ્દલિફામાં થોભવું

૧. હજ પઢનારાઓએ ઝિલ્હજ્જની નવમી અને દસમી તારીખોની વચ્ચે સુબ્હે સાદિક પછીથી સૂરજ ઊગવા સુધીમાં થોડીકવાર માટે પણ વુકૂફ કરવો વાજિબ છે.

૨ મુઝદલિફામાં થોભવા પહેલાં હજનો એહરામ હોવું શર્ત છે.

૩ મુઝદલિફામાં થોભવા પહેલાં અરફાતના વુકૂફનું થઈ જવું શર્ત છે.

૪ અરફાતમાં થોભવા માટે ઝિલ્હજ્જની નવમી અને દસમી તારીખની સુબ્હે સાદિકથી સૂરજ ઊગવા

પહેલાંના સમય દરમિયાન મુઝદલિફાનો વુકૂફ થવો શર્ત છે.

૫ ઝિલ્હજજની નવમી અને દસમી તારીખની વચ્ચેની સુબ્હે સાદિકથી સૂરજ ઊગવા સુધીના સમય દરમિયાન હજ પઢનારે પોતે જ વુકૂફ કરવો-થોભવું રુક્ન છે.

## મુઝદલિફાના વુકૂફના વાજિબાત

૧ ઝિલ્હજજની નવમી અને દસમી તારીખની વચ્ચેની રાતમાં સુબ્હેસાદિકથી સૂરજ ઊગવાસુધીના વચ્ચેનાટાઇ-મમાં થોડીકવાર માટે મુઝદલિફામાં થોભવું વાજિબ છે.

૨ મુઝદલિફામાં ઈશાના વખતમાં મગરિબ અને ઈશાની નમાઝોને ભેગી કરીને પઢવી વાજિબ છે.

## મુઝદલિફાના વુકૂફની સુન્નતો

૧ હજ પઢનારે ઝિલ્હજજની નવમી અને દસમી તારીખની વચ્ચેની પૂરેપૂરી રાત મુઝદલિફામાં ગુઝારવી સુન્નતે મુઅક્કદા છે.

૨ મુઝદલિફાના વુકૂફમાં સુબ્હે સાદિક થયા પછી શરૂ વખતમાં જ ફજરની નમાઝ પઢીને અજવાળું થતાં સુધી મુઝદલિફામાં ઊભા રહેવું સુન્નત છે.

૩ સૂરજ ઊગવાથી સ્હેજ પહેલાં પહેલાં, ઇમામના નીકળ્યા પછી મુઝદલિફાથી મીના જવા માટે રવાના થવું સુન્નત છે.

# મુઝદલિફાના વુકૂફના મુસ્તહબ્બાત

૧ જો બની શકે તો મુઝદલિફામાં પગે ચાલીને જવું મુસ્તહબ છે.

૨ જો બની શકે તો મુઝદલિફામાં દાખલ થવા માટે ગુસલ કરવું મુસ્તહબ છે.

૩ જો બની શકે તો મુઝદલિફામાં થોભવા માટે જબલે કુઝહના રસ્તેથી જવું મુસ્તહબ છે.

૪ મુઝદલિફા પહોંચીને ઈશાના વખતમાં મગરિબની નમાઝ અને ઇશાની નમાઝને ભેગી કરી જલદીથી અદા કરી લેવી મુસ્તહબ છે.

૫ મુઝદલિફામાં સુબ્હે સાદિક થતાંની સાથે જ અંધારામાં ફજરની નમાઝને પઢી લેવી મુસ્તહબ છે.

૬ મુઝદલિફામાં ફજરની નમાઝને મસ્જિદે મશ્અરુલ હરામમાં ઈમામની સાથે અદા કરવી મુસ્તહબ છે.

૭ મુઝદલિફાના વુકૂફમાં કિબ્લા તરફ મ્હોં કરીને દુઆ, તકબીર, તહલીલ, તહમીદ, ષના, દુરૂદ શરીફ અને તલબિય્યહ પુષ્કળ પઢવું મુસ્તહબ છે.

૮ મુઝદલિફામાં સૂરજ ઊગવામાં પાંચ મિનિટ બાકી રહે ત્યાં સુધી ઝિક્રો–અઝકાર અને દુઆઓની સાથે વુકૂફ કરવો મુસ્તહબ છે.

૯ મુઝદલિફામાં ફજરની નમાઝ પઢીને ઝિક્રો–અઝકાર અને દુઆઓની સાથે વુકૂફ કરવો અફઝલ છે.

## વુકૂફે મુઝદલિફાના મકરૂહાત

૧ મુઝદલિફામાં રસ્તામાં થોભવું મકરૂહ છે.

૨ મુઝદલિફામાંથી સૂરજ ઊગવા પહેલાં પહેલાં મીના તરફ નીકળી જવાને બદલે સૂરજ ઊગ્યા પછી નીકળવું મકરૂહ છે; પરંતુ મજબૂરીના કારણે મોડું નીકળવું મકરૂહ નથી.

૩ મુઝદલિફામાંથી ઇમામની પહેલાં જ નીકળી જવું મકરૂહ છે.

૪ મુઝદલિફામાંથી ઇમામની પછી નીકળવામાં ઘણું જ મોડું કરવું મકરૂહ છે.

૫ કોઈ માણસ અજવાળું થઈ ગયા પછી સૂરજ નીકળવાથી સ્હેજ પહેલાં મુઝદલિફામાંથી મીના જવા નીકળવા લાગ્યો અને મુઝદલિફા છોડવા પહેલાં સૂરજ નીકળી આવે તો એ સુન્નતના વિરુદ્ધ નહિ ગણાય, આ પ્રમાણે કરવું બરાબર છે.

# જમરાઓની રમી કરવાની શર્તો

૧ જમરાઓની પાસે કાંકરીઓ ફેંકવી શર્ત છે.

૨ પોતાના હાથથી કાંકરીઓ ફેંકવી શર્ત છે.

૩ કાંકરીઓનું જમરાઓની સાથે જ અથવા નજીકમાં ત્રણ હાથ જેટલે પડવું શર્ત છે.

૪ કાંકરીઓ ફેંકનારના પોતાના ફઅલ (કૃત્ય)થી કાંકરીઓનું જમરા પાસે પડવું શર્ત છે.

૫ દરેક જમરા પર સાત સાત કાંકરીઓ અલગ અલગ ફેંકવી શર્ત છે.

૬ ઉઝર ન હોય તો કાંકરીઓ પોતે જ ફેંકવી શર્ત છે.

૭ કાંકરીઓનું જમીનની જિન્સ (તત્ત્વ)માંથી હોવું શર્ત છે.

૮ કાંકરીઓ ફેંકતી વખતે કાંકરીઓ ફેંકવાનો વખત હોવો શર્ત છે.

૯ એક જમરા પાસે સાત કાંકરીઓમાંથી ચાર કાંકરીઓ ફેંકવી તો ફર્ઝ તરીકે છે, રમીનો રુકન છે. બાકી જે છોડી દીધી હોય તેમાં દરેક કાંકરીના બદલામાં ચાર ચાર શેર ઘઉં ખૈરાત કરવા વાજિબ છે.

# જમરાઓની રમીના વાજિબાત

૧ ઝિલ્હજ્જની દસમી તારીખે માથાનાં વાળ કતરાવવા અથવા મૂંડાવવા પહેલાં રમી અદા થઈ જવી, એટલે કે માથાનાં વાળ કતરાવવા અથવા મૂંડાવવા પહેલાં છેલ્લા જમરાની રમી અદા કરી લેવી વાજિબ છે.

૨ રમીમાં જેટલી કાંકરીઓ ફર્ઝ તરીકે ફેંકવાની છે, તેની પછીની સંખ્યા પૂરી કરી પૂરેપૂરી કાંકરીઓ ફેંકવી વાજિબ છે.

૩ રમી કરવાના વખતમાં રમીનું અદા થઈ જવું વાજિબ છે.

૪ પહેલા દિવસે રમીના ટાઈમ (સુબ્હે સાદિકથી સુબ્હે સાદિક સુધી)માં પુરુષોએ ઝવાલ સુધી રમી કરી લેવી સુન્નત છે. એ પછી રમી કરવાથી અદા થઈ જશે; પરંતુ મકરૂહ થશે.

૫ બીજા દિવસે રમીના ટાઈમ (ઝવાલથી સુબ્હે સાદિક સુધી)માં પુરુષોએ મગરિબ સુધીમાં રમી કરી લેવી સુન્નત છે. એ પછી રમી કરવાથી રમી અદા થઈ જશે; પરંતુ મકરૂહ થશે.

૬ ત્રીજા દિવસે રમીના ટાઈમ (ઝવાલથી સુબ્હે સાદિક સુધી)માં પુરુષોએ મગરિબ સુધીમાં રમી કરી

લેવી સુન્નત છે. એ પછી રમી કરવાથી રમી અદા થઈ જશે; પરંતુ મકરૂહ થશે.

૭ રમીનો વખત શરૂ થવા પહેલાં રમી કરવાથી રમી અદા થશે નહિ. વખતનો ખાસ ખ્યાલ રાખવો જોઈએ.

# જમરાઓની રમી કરવાની સુન્નતો અને મુસ્તહબ્બાત

૧ એક જમરા પાસે સાત કાંકરીઓ લગાતાર ફેંકવી સુન્નતે મુઅક્કદા છે.

૨ ત્રણેવ જમરાઓની રમી તરતીબવાર કરવી સુન્નતે મુઅક્કદા છે.

૩ પહેલા જમરાની રમી કરતી વખતે એવી રીતે ઊભા રહેવું કે, થાંભલાનો વધુ ભાગ પોતાની જમણી તરફ રહે અને થોડોક ભાગ પોતાની ડાબી તરફ રહે. આ પ્રમાણે ઊભા રહીને રમી કરવી સુન્નત છે.

૪ બીજા જમરાની રમી કરતી વખતે ઉપર મુજબ જ ઊભા રહેવું; પરંતુ થાંભલાનો ભાગ ડાબી તરફ સ્હેજ વધુ રહે અને પોતાનું મ્હોં કિબ્લા તરફ રહે. આ પ્રમાણે ઊભા રહીને રમી કરવી સુન્નત છે.

૫ ત્રીજા જમરાની રમી કરતી વખતે મીના જમણી તરફ અને કા'બા શરીફ ડાબી તરફ અને થાંભલો સામે રહે, એ પ્રમાણે ઊભા રહીને રમી કરવી સુન્નત છે.

૬ ઊભા રહીને કાંકરીઓ ફેંકવી અફઝલ છે.

૭ થાંભલાથી આઠ-દસ ફૂટ દૂર ઊભા રહીને કાંકરીઓ ફેંકવી સુન્નત છે

૮ જમરાઓની પાસે જમણા હાથથી કાંકરીઓ ફેંકવી સુન્નત છે.

૯ દરેક કાંકરી ફેંકતી વખતે અલ્લાહુ અકબર કહેવું સુન્નત છે.

૧૦ પહેલા અને બીજા જમરાઓની રમી કરી લીધા પછી કિબ્લા તરફ મ્હોં કરીને દુઆ, તહમીદ, તકબીર, તહલીલ વગેરે પઢવું સુન્નત છે.

૧૧ છેલ્લા જમરાની રમી કરીને દુઆ કરવા ઊભા રહેવું જોઈએ નહિ.

૧૨ પહેલા અને બીજા જમરાની રમી કરીને દિલને હાજર રાખી ખુશૂઅ અને ખુઝૂઅની સાથે સ્વજાત માટે, પોતાના સગાં-સ્નેહીઓ અને દોસ્તબિરાદરો માટે, માં-બાપ અને દરેક મુસલમાનો માટે હાથ ઉઠાવીને ઈસ્તિગફારની દુઆઓ કરવામાં મશગૂલ રહેવું જોઈએ.

૧૩ બંને હાથ ફેલાવીને દુઆ કરવી મુસ્તહબ છે.

૧૪ જમરાઓની રમી કરતી વખતે હદષે અકબર અને હદષે અસગરથી પાક હોવું સુન્નત છે.

૧૫ રમી કરવાનો પુરુષો માટે જે સુન્નત વખત છે, તેમાં રમી કરવી સુન્નત છે.

૧૬ અવરતોએ રાત્રે રમી કરવી જોઈએ.

૧૭ ખજૂરનાં ઠળિયા અથવા વટાણાનાં દાણાં અથવા લોબ્યાનાં દાણાં બરાબર કાંકરીઓથી રમી કરવી સુન્નત છે.

૧૮ મુઝદલિફામાંથી કાંકરીઓ લઇ જવી મુસ્તહબ છે.

૧૯ કાંકરીઓ ફેંકવા પહેલાં તેને ધોઇ લેવી મુસ્તહબ છે.

૨૦ ઝિલ્હજ્જની બારમી અને તેરમી તારીખની વચ્ચેની રાત્રે સુબ્હે સાદિક થતાં સુધી મીનામાં રહેવાથી તેરમી તારીખની રમી કરવી વાજિબ થઈ જાય છે.

૨૧ તેરમીની રમી કરવી વાજિબ નથી. છતાં પણ તેરમીની રમી કરવા માટે મીનામાં રહેવું મુસ્તહબ છે. કારણ કે, એ ઈબાદતની તકમીલનો દરવાજો છે.

૨૨ રમીને મુસ્તહબ તરીકા પ્રમાણે અદા કરવી મુસ્તહબ છે.

# જમરાઓની રમીમાં હરામ વસ્તુઓ

૧ ઝિલ્હજ્જની દસમી તારીખે છેલ્લા જમરાની રમી કરવા પહેલાં જ માથાનાં વાળ કતરાવવા અથવા મૂંડાવવા હરામ છે.

૨ કાંકરીઓમાં ચાર કાંકરીઓથી વધારે બીજી ત્રણ કાંકરીઓ મારવાનું છોડવું હરામ છે.

૩ રમીના અંતિમ ટાઈમ સુધી પણ રમી ન કરવી અને રમીને કઝા કરી આપવી હરામ છે.

# રમીના મકરૂહાત

૧ દસમી ઝિલ્હજ્જે ઝવાલ પછી છેલ્લા જમરાની રમી કરવી મકરૂહ છે.

૨ અગિયારમી અને બારમી ઝિલ્હજ્જે પુરુષોએ ત્રણેવ જમરાઓની રમી મગરિબ પછી કરવી મકરૂહ છે.

૩ મોટા મોટા પથ્થરોથી રમી કરવી મકરૂહ છે.

૪ મોટા પથ્થર તોડીને જીણી જીણી કાંકરીઓ બનાવીને તેનાથી રમી કરવી મકરૂહ છે.

૫ જમરાઓની પાસે પડેલી કાંકરીઓ લઇને તે જ કાંકરીઓથી રમી કરવી મકરૂહ છે.

૬ મસ્જિદમાંથી કાંકરીઓ લઈને તેનાથી રમી કરવી મકરૂહ છે.

૭ દરેક જમરાને સાત સાત કાંકરીઓથી વધારે કાંકરીઓ મારવી મકરૂહ છે.

૮ સાતમી કાંકરીમાં શક ઊભો થવાથી એક વધારે કાંકરી મારી. પાછળથી માલુમ પડયું કે, આઠમી વાગી ગઈ તો કંઈ વાંધો નથી.

૯ કાંકરીઓ વધે તો કોઇ બીજા માણસને આપવી જોઇએ અથવા પાક જગ્યામાં નાખી દેવી જોઇએ.

૧૦ વધેલી કાંકરીઓને દફનાવવી જહાલત છે.

૧૧ વધેલી કાંકરીઓને જમરા પાસે વધારે ફેંકવી મકરૂહ છે.

૧૨ રમી કરતી વખતે સુન્નત તરીકાથી વિરુદ્ધ ઊભા રહીને રમી કરવી મકરૂહ છે.

૧૩ જમરાઓથી પાંચ હાથ અથવા વધારે અંતર પર ઊભા રહીને રમી કરવી સુન્નત છે. એનાથી નજીક આવીને રમી કરવી મકરૂહ છે.

૧૪ તરતીબ વિરુદ્ધ રમી કરવી મકરૂહ છે.

૧૫ લગાતાર કાંકરીઓ ન ફેંકવી મકરૂહ છે.

૧૬ રમીના મસ્નૂન વખત સિવાય બીજા વખતમાં રમી મકરૂહ છે.

૧૭ પહેલા અને બીજા જમરાની રમી કરીને દુઆ કરવા માટે ન થોભવું મકરૂહ છે.

૧૮ રમી કરવા માટે જે મુસ્તહબ તરીકો છે, તેનાથી વિરુદ્ધ રમી કરવી મકરૂહ છે.

# હજની કુર્બાની

૧ ઇફ્રાદ હજ પઢનાર પર હજની કુર્બાની મુસ્તહબ છે.

૨ ઇફ્રાદ હજ પઢનારે હજામત પહેલાં કુર્બાની અને પછી હજામત–આ ક્રમ સાચવવો મુસ્તહબ છે.

૩ ઈફ્રાદ હજ પઢનારે પહેલાં ઝિલ્હજ્જની રમી અને પછી હજામત–આ ક્રમ સાચવવો વાજિબ છે.

૪ કિરાન હજ પઢનાર પર હજની કુર્બાની વાજિબ છે.

૫ કિરાન હજ પઢનારે પહેલાં ઝિલ્હજ્જની દસમી તારીખની રમી, પછી હજની કુર્બાની અને પછી હજામત–આ ત્રણેવમાં ક્રમ સાચવવો વાજિબ છે.

૬ તમત્તુઅ હજ પઢનાર પર હજની કુર્બાની વાજિબ છે.

૭ તમત્તુઅ હજ પઢનારે પહેલાં દસમી ઝિલ્હજ્જની રમી, પછી કુર્બાની અને પછી હજામત–આ ત્રણેવમાં ક્રમ સાચવવો વાજિબ છે.

૮ જો હાજીએ મક્કા શરીફમાં પંદર દિવસ રહેવાનો

ઇરાદો કર્યો હોય તો તેના ઝિમ્મે ઈદુલ અદહાની કુર્બાની વાજિબ છે.

૯ જો હાજીએ મક્કા શરીફમાં પંદર દિવસ રહેવાનો ઈરાદો ન કર્યો હોય તો તે મુસાફિર ગણાશે, એટલે તેના ઝિમ્મે કુર્બાની વાજિબ થશે નહિ.

# માથું મૂંડાવવું અથવા કતરાવવું

## હલ્કના વાજિબાત

૧ એહરામથી હલાલ થવા માટે માથાના ચોથા ભાગનાં વાળ મૂંડાવવા કે કતરાવવા વાજિબ છે.

૨ હજના એહરામવાળાએ ઝિલ્હજ્જની દસમી તારીખથી બારમી તારીખની સાંજ સુધીમાં રાત્રે અથવા દિવસે માથાનાં વાળ મૂંડાવવા કે કતરાવવા વાજિબ છે.

## હલ્કની સુન્નતો અને મુસ્તહબ્બાત

૧ એહરામથી હલાલ થવા માટે પૂરા માથાનાં વાળ મૂંડાવવા અથવા કતરાવવા સુન્નત છે.

૨ એહરામથી હલાલ થવા માટે પુરુષોએ માથાનાં વાળ મૂંડાવવા કરતાં કતરાવવા અફ્ઝલ છે.

૩ એહરામથી હલાલ થવા માટે અવરતોએ માથાનાં બધા વાળોને પકડીને હોઢ-બે બેડકાં જેટલા વાળ કાપવા વાજિબ છે.

૪ એહરામથી હલાલ થવા માટે માથું મૂંડાવવું કે કતરાવવા માટે કિબ્લા તરફ મ્હોં કરીને બેસવું સુન્નત છે.

૫ એહરામથી હલાલ થવા માટે માથું મૂંડાવતી વખતે જમણી તરફથી શરૂઆત કરાવવી સુન્નત છે.

૬ એહરામથી હલાલ થવા માટે હજામત કરાવવા પહેલાં અને પછી તકબીર પઢવી સુન્નત છે.

૭ એહરામથી હલાલ થવા માટે હજામત કરાવી રહ્યા પછી સ્વજાત માટે, પોતાના-માં-બાપ અને બુઝુર્ગો માટે અને સગાં-વહાલાં માટે દુઆ કરવી સુન્નત છે.

૮ હજામત કરાવ્યા પછી વાળોને દફન કરવા સુન્નત છે.

૯ હજામત કરાવ્યા પછી વાળોને ફેંકી દેવા ગુનોહ નથી.

૧૦ વાળોને ગુસલખાના અને સંડાસમાં નાખવા મકરૂહ છે.

૧૧ એહરામથી હલાલ થવા માટે માથાનાં વાળ મૂંડાવવા કે કતરાવવા પછી લબોના વાળ, બગલોના વાળ તથા નખ કાપવા મુસ્તહબ છે.

૧૨ એહરામથી હલાલ થવા માટે માથાનાં વાળ મૂંડાવવા કે કતરાવવા પહેલાં લબોના વાળ, બગલોના વાળ તથા નખ કાપવાથી જિનાયતનો કફ્ફારો વાજિબ થશે.

૧૩ એહરામથી હલાલ થવા માટે પુરુષોએ પૂરા માથાનાં વાળ મૂંડાવવા કે કતરાવવાને બદલે માત્ર માથાનાં ચોથા ભાગનાં જ વાળ મૂંડાવવા કે કતરાવવા મકરૂહે તહરીમી છે.

## * સમાપ્ત *



# نافرمان کو فرماں بردار بنانے کا وظیفہ

اولاد یا جو کوئی نافرمان ہو اسے فرمانبردار بنانے کے لئے حسب ذیل آیت کریمہ ۵۰۵ مرتبہ ہر روز بعد العشاء اکیس روز تک پڑھیں، انشاء اللہ وہ فرماں بردار بن جائیں گے۔

رَبَّنَا هَبْ لَنَا مِنْ أَزْوَاجِنَا وَذُرِّيَّتِنَا قُرَّةَ أَعْيُنٍ وَاجْعَلْنَا لِلْمُتَّقِينَ إِمَامًا ط - (پارہ ۱۹ ع الفرقان آیت ۸۴)